સૌ. મોંઘીબાઇ, તે શાહ વૃંદાવન દયાળનાં પત્ની,
ગ્રંથમાળા ફંડનો

# ઉપોદ્ઘાત

સદરહુ ટ્રસ્ટ ફંડ રૂા. ૧,૫૦૦) નું શેઠ વૃંદાવનદાસ દયાળે તેમનાં પત્ની સ્વ. મોંઘીબાઇના સ્મારક અર્થે સોસાયટીને સ્ત્રી ઉપયોગી પુસ્તકો રચાવવા સોંપ્યું છે, તેમાંથી નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કરવામાં આવ્યાં છેઃ—

| | | |
|---|---|---|
| | કેશવપ્રસાદ છોટાલાલ દેસાઇ | ૦–૪–૦ |
| સુધારાનું રેખાદર્શન | નવલરામ જગન્નાથ ત્રિવેદી | ૦–૮–૦ |
| શારદાદેવી | જયંતીલાલ મ. આચાર્ય | ૧–૦–૦ |

ગુ. વ. સોસાયટી
અમદાવાદ
તા. ૩૧–૧–૪૩

જેઠાલાલ જી. ગાંધી
આસિસ્ટન્ટ સેક્રેટરી

# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૧૭ | હતા. | હતા: |
| ૯ | ૧૫ | સ્થૂળ | સ્થૂળ રૂપે |
| ૯ | ૨૨ | પ્રતિક્ષા | પ્રતીક્ષા |
| ૧૦ | છેલ્લી | કારણ | કારનુ |
| ૧૩ | પ્રથમ | આબદ્ધ | આબદ્ધ |
| ૧૮ | ૨૨ | શિવના | શિવની |
| ૨૦ | ૧૫ | માના | માની |
| ૩૦ | ૨૪ | પરવાલી | પરવારી |
| ૫૯ | ૨૬ | ગરીમા | ગારીમા |
| ૬૦ | ૪ | કરવો | કરવા |
| ૬૩ | ૨ | કહ્યુ મા .. | કહ્યું "મા... |
| ૭૦ | : | તેકળી | તે કળી |
| ૭૪ | ૧ | મોકલી છે | મોકલી દે |
| ૭૮ | : | કવિઓનુ | કવિઓનું |
| ૮૮ | ૧૧ | તારુ | તારૂ |
| ૮૮ | ૨૨ | ( પણ | , પણ |
| ૯૪ | ૨૩ | ચિંતાથી | ચિંતાથી' |
| ૧૨૦ | ૪ | માગ | માર્ગ |
| ૧૩૨ | ૯ | ઉર્ધ્વગામી | ઉર્ધ્વગામી |
| ૧૩૩ | ૧૫ | નથી ? | નથી. |
| ૧૪૧ | ૧૪ | ઉપરાછપરી | ઉપરાછાપરી |
| ૧૪૨ | ૨૨ | ..શું કરી શકે | . શુ કરી શકે ? |
| ૧૪૨ | છેલ્લી | હત | હતા |
| ૧૪૩ | ૧૭ | શાળમા | શાળામા |
| ૧૪૬ | ૮ | થી ! | નથી ! |
| ૧૫૨ | ૨૧ | છે ! | છે ? |
| ૧૫૨ | ૨૪ | જન્મા | જન્મમા |
| ૧૬૯ | ૧૮ | વષાની | વર્ષાની |

# નિવેદન

॥ वन्दे विश्वहिते रता भगवतीं चैतन्यदां शारदाम् ॥

"બની શકે તો રામકૃષ્ણ અને શારદામણિના ભક્તોમાંથી કોઈ આ મહીયસી નારીનું જીવન તેમજ વાતચીત લખવાનો પ્રયત્ન કરે, એમ ઈચ્છું છું કદાચ તેવું એકાદ ચરિત્ર ભવિષ્યમાં લખાય. તેમાં સરળ અને અવિમિશ્ર ભાવે માત્ર તેમનું ચરિત અને વાતચીત જ હોય, કોઈ પ્રકારના વ્યાખ્યા, ટીકાટિપ્પણી કે ભાષ્ય ન હોય જેના દ્વારા માનવના અંતરનો પરિચય પામી શકાય એવી કોઈ પણ વાત, કોઈ પણ ઘટના કે આખ્યાયિકા તુચ્છ ન જણાવી જઈયે કોઈની પણ જીવત છબી મનુષ્યની સામે ખડી કરવી હોય તો આટલું જરૂરી છે"

—શ્રીરામાનંદ ચટ્ટોપાધ્યાય

'મૉડર્ન રીવ્યુ' તેમજ 'પ્રવાસી'ના વિદ્વાન તંત્રીનો શારદાદેવી વિષે લખતા ઉપર જણાવેલો ખ્યાલ આ જીવનચરિત લખતાં મેં હરવખત મનમાં રાખ્યો છે તેમના ભક્તોએ અંગ્રેજીમાં જે તેમનું ચરિત લખ્યું છે તે પરદેશીઓને માટે કદાચ ઉચિત હશે, કારણ કે માતાજીના પ્રસંગો સમજાવવા માટે તેમણે ઘણે ઠેકાણે વિસ્તૃત સમાલોચના કરી છે, પરંતુ અહીંના વાચકને માટે સરળ અને અવિમિશ્ર ભાવે એક આર્યમાતાનું શ્રી, હ્રી અને ધીના સુભગ સુમેળવાળું એક ચિત્ર અંકિત થાય એ ઈરાદાથી બની શક્યું ત્યાં લગી તેમની વાણીમાંથી તેમનું ચરિત લખ્યું છે તેમના સમગ્ર જીવનનો પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધમાં પાડેલો વિભાગ પણ આકસ્મિક છતાં સૂચક છે તેમની ઉમર જોતાં પણ તે બંધ બેસે છે, અને શ્રીરામકૃષ્ણનો દેહત્યાગ પણ પૂર્વાર્ધને અંતે થાય છે। ઉત્તરાર્ધમાં શ્રીરામકૃષ્ણની અખંડ સાધનાના પ્રચારને તેમજ વિશ્વજનનીના ક્રિયાત્મક આરોપણને પરિણામે શારદાદેવી બધાના મા બને છે વાતચીતની સંકલનામાં પરોવાયેલું મન સમજદારને

માટે સહેલું જ છે. અંતે જે બે સળંગ નોંધપોથી આપી છે તે ભક્તોના તેમની સાથેના વાતચીતના ખ્યાલ આપવા માટે તેમજ તેમાંથી નીતરતી માતૃત્વની ભાવનાને વ્યક્ત કરવાને માટે.

બંગાળીમાં તેમના ભક્તોની નોંધપોથીઓને એકઠી કરીને તેમાંથી લખાયેલાં "શ્રીશ્રીમાયેર કથા"નાં બે દળદાર પુસ્તકોમાંથી બધી જ સામગ્રી લીધી છે. તે ઉપરાંત અંગ્રેજીમાં લખાયેલાં શ્રીરામકૃષ્ણ અને શ્રીશારદાદેવીનાં ચરિત, સ્વામી શારદાનંદે લખેલા "શ્રીરામકૃષ્ણલીલાપ્રસંગ"ના પાંચ ભાગ, તેમજ "શ્રીઠાકુર-રામકૃષ્ણેર દાંપત્યજીવન," એ બધાં પણ વાંચવામાં આવ્યાં હતાં. છતાંય નોંધપોથીઓ જ સર્વસ્વ છે.

અંતમાં આ પુસ્તક લખવાનું સોંપીને શ્રીશારદાદેવીના જીવનનો પરિચય કરવાનું તેમજ કરાવવાનું જે સદ્ભાગ્ય મને પ્રાપ્ત થયું છે તે બદલ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીનો અને આવાં સરળ સહજ ઉપેક્ષિત પાત્રોને બહાર આણવા સૂચવનાર વિદ્વાનોનો આભાર માનું છું.

૧૨ મી ડીસેમ્બર, ૧૯૪૨
અમદાવાદ

જયંતીલાલ આચાર્ય

# સૂચિપત્ર


| વિષય | પૃષ્ઠસંખ્યા |
|---|---|
| નિવેદન ... ... ... ... ... | — |
| જીવન: ... ... .. ... ... | ૧—૭૬ |
| પૂર્વાર્ધ ... ... ... ... | ૧—૩૪ |
| ઉત્તરાર્ધ ... ... ... ... | ૩૫—૭૬ |
| પ્રસંગોચિત વાતચીત: ... ... ... | ૭૭–૧૮૮ |
| ૧ દીક્ષા ... ... ... ... ... | ૭૯—૮૨ |
| ગુરુ ... ... ... ... ... | ૮૩—૮૫ |
| સાધના ... ... ... ... | ૮૫–૧૦૧ |
| કર્મ ... ... ... ... ... | ૧૦૨–૧૦૫ |
| સાધુભાવ–સંન્યાસ ... ... ... | ૧૦૫–૧૦૯ |
| શ્રદ્ધા, કૃપા ઇત્યાદિ ... .. ... | ૧૦૯–૧૨૧ |
| મૂર્તિપૂજા ... ... ... ... | ૧૨૨–૧૨૫ |
| સૃષ્ટિ પ્રકરણ ... ... ... .. | ૧૨૫–૧૨૬ |
| સ્વપ્ન રહસ્ય ... ... ... ... | ૧૨૭ |
| મૃત્યુ ... ... ... ... ... | ૧૨૭–૧૨૮ |
| શ્રી રામકૃષ્ણ અને શ્રી માને વિષે ... ... | ૧૨૮–૧૩૧ |
| ૨ વિવિધ વાર્તાલાપ ... ... ... | ૧૩૧–૧૫૩ |
| ૩ એક ભક્તની સળંગ નોંધપોથી ... ... | ૧૫૪–૧૮૮ |

# જીવન

"હે ચાંદા મામા, મારું અંતર જાણે તમારી જ્યોત્સ્ના જેવું નિર્મળ રહે!"

"ગંગામાં કેટકેટલી અપવિત્ર વસ્તુઓ વહી જાય છે, તેથી શું ગંગા કદાપિ અપવિત્ર બને છે?"

"જે મહાન હોય છે, તે એક જ હોય છે તેની સાથે કોઈની તુલના થઈ શકે નહિ"

(શ્રીશારદાદેવી)

You have not yet understood the wonderful significance of Mother's life,–none of you But gradually you will know Mother has been born to revive that wonderful Sakti in India, and making her the nucleus, once more will Gargis and Maitreyis be born into the world . To me, Mother's grace is a hundred thousand times more valuable than Father's Mother's grace, Mother's blessings are all paramount to me. Please pardon me, I am a little bigoted here, as regards Mother If but Mother orders, her demons can work anything. Brother, before proceeding to America I wrote to Mother to bless me Her blessing came and at one bound I cleared the ocean '

—*Swami Vivekananda*



શ્રી શારદાદેવી

# શ્રી શારદાદેવી

## ( પૂર્વાર્ધ: ૧૮૫૩-૧૮૮૬ )

## [ ૧ ]

દક્ષિણેશ્વરના સંત સાધક **શ્રીરામકૃષ્ણને** ત્રેવીસ વર્ષ પૂરાં થયાં હતાં. પારણામાંથીજ પોતાનાં લક્ષણો સૂચવતો ગદાધર જેમ જેમ મોટો થતો ગયો તેમ તેમ તેની નાનપણની લીલા બધાંયને આશ્ચર્યચકિત કરવા લાગી. અનેક પ્રકારના ભાવાવેશ ભજવતો ગદાધર કામારપુકુરનાં આબાલવૃદ્ધ સ્ત્રીપુરુષોનાં ચિત્ત આકર્ષવા લાગ્યો. કોઈ કોઈ વાર પોતે ભાવસમાધિમાં પણ આવી જતો. નાનપણનો એક આવો પ્રસંગ નોંધવાલાયક છે. તે વખતે ગદાધરની ઉંમર ૭ કે સાત વર્ષની હતી. પોતાના નાનાં સાથીદારોની સાથે સવારને વખતે મમરાની ઉજાણી કરવા ખેતરોમાં જાય છે. જેઠ કે અસાઢ માસ છે. મમરા મોંમાં ફાકતો ફાકતો અને આકાશ તરફ નિહાળતો નિહાળતો ગદાધર ચાલે છે. એવામાં એક પાણીથી સભર વાદળ આકાશમાં નજરે ચઢે છે. દૂર દૂરથી ધોળી દૂધ જેવી બગલાંની હાર પસાર થતી હોય છે. આ દૃશ્ય જોઈને તેની સુંદરતામાં ગદાધર એવો તો તલ્લીન બની જાય છે કે પરિણામે પોતાનું ભાન ગૂમાવે છે. પાછળ જતાં પોતાના શિષ્યોને શ્રીરામકૃષ્ણ જણાવે છે કે આ તેમના જીવનનો સર્વપ્રથમ અભાન અવસ્થાનો પ્રસંગ હતો.

ઈ. સ. ૧૮૪૩માં ગદાધરની સાત વર્ષની ઉમરે પોતાના ધર્મપરાયણ સાત્વિક પિતા ખુદિરામનું મૃત્યુ થાય છે. આખા કુટુંબના ભરણપોષણનો ભાર હવે તેમના મોટાભાઈ રામકુમારને માથે પડે છે. ગદાધરને જનોઇ દેવાનો માંગલિક પ્રસંગ સમાપ્ત કરીને રામકુમાર કલકત્તા જાય છે અને ત્યાં સંસ્કૃત પાઠશાળા કાઢે છે. એક બે વર્ષમાં

પોતે કલકત્તામાં સ્થિર થાય છે. એટલે ગદાધરને પણ કલકત્તામાં રામકુમાર બોલાવી લે છે. રામકુમારના મનમાં એમ હતું કે ગદાધર તેના કાર્યમાં સાથ આપશે અને એ પ્રમાણે બન્ને ભાઈઓના ખર્ચથી કાંઈક વધારે પ્રાપ્ત થઈ શકશે. પરંતુ ગદાધરને તો કોઈ પણ દુન્યવી કાર્યમાં રસ ઉત્પન્ન નહોતો થતો. તેની ઉદાસીનતા જોઈને રામકુમારે એક વખત ગદાધરને ઠપકો આપ્યો. ગદાધરે જવાબ વાળ્યો: "ભાઈ, માત્ર ઉદર પૂરણ કરવા પૂરતા શિક્ષણથી મારે શું વળવાનું હતું? મારે તો એવું જ્ઞાન જોઈએ કે જે મારા અંતરને ઉજાળે, મને સનાતન શાંતિ આપે." આવો જવાબ સાંભળીને સમજુ રામકુમાર શાંત થયો. પરંતુ તેની આર્થિક સ્થિતિ સમસ્ત કુટુંબના ભરણપોષણને પહોંચી વળે તેવી નહોતી, તેથી હમણાં તે ચિંતામગ્ન રહેતો.

એવામાં કલકત્તામાં રાણી રાસમણિ નામે એક ધનાઢ્ય બાઈને સ્વપ્નમાં આદેશ થયો કે તેણે કાલીની પ્રતિષ્ઠા કરવી. બાઈ પોતે શૂદ્ર જાતની. એટલે તેનું ધાર્મિક નિરાકરણ કેવી રીતે થાય તે પ્રશ્ન ચર્ચાવા લાગ્યો. ઘણી શાસ્ત્રીય ચર્ચાઓને અંતે રામકુમારને માથે તેની જવાબદારી આવી પડે છે અને તેની પ્રતિષ્ઠાની પૂર્ણાહુતિ થયા પછી કાલીના પૂજારી તરીકે પણ રામકુમારની નિમણૂક થાય છે. આથી ગદાધર પણ પોતાના મોટાભાઈની સાથે ગંગાતટે આવેલા દક્ષિણેશ્વરમાં રહેવા લાગે છે.

રાણી રાસમણિને મથુરબાબુ નામે એક જમાઈ હતા. તેમના ઘરનો ઘણોખરો કારભાર મથુરબાબુજ ચલાવતા. આથી અવારનવાર દક્ષિણેશ્વરમાં તેમને આવવાનું થતું. રામકુમારની સાથે રહેતા તેમના નાના ભાઈની ઘણી પ્રવૃત્તિઓ મથુરબાબુ ઝીણવટથી જોવા લાગ્યા અને તેના તરફ તેમનો આદરભાવ દિવસે દિવસે વધવા લાગ્યો. પરિણામે રામકૃષ્ણને પણ કાલીના મંદિરમાં કામ સોંપાય છે. શરૂઆતમાં

રાધાગોવિંદની પૂજાનું કાર્ય તેમને કરવાનું કર્યું, પરંતુ નરતજ તેમની ભાવદશા જોઇને કાલીમાતાનું કાર્ય તેમને સોંપાયું.

એટલામાં રામકૃષ્ણની વીસ વર્ષની ઉંમરે રામકુમારનું મૃત્યુ થયું. રામકૃષ્ણના મન ઉપર તેની ભારે અસર થઇ. હવે આખા કુટુંબની જવાબદારી પોતાને માથે આવી પડી.

કાલીની પ્રતિમાને રામકૃષ્ણ ચૈતન્યવંતી જોવા લાગ્યા. વિશ્વ-જનનીની પરિચર્યામાં પોતે એવા ભાવમગ્ન રહેતા કે બાહ્ય જગતને વિષે શૂન્ય જણાતા. મથુરબાબુ રામકૃષ્ણને બરાબર પારખી ગયા હતા, એટલે ગમે તેવી સ્થિતિમાં પણ રામકૃષ્ણની ચાકરીબાજુથી સંભાળ રાખતા. કાલીમાતાનાં સાક્ષાત દર્શન માટે તેમનો તલસાટ, તેમનાં ક્રંદન, એટલાં બધાં વધવા લાગ્યાં કે રાત અને દિવસ રામકૃષ્ણ એના એજ ભાવના અમલમાં રહેતા. દિવસે દિવસે તેમની દિવ્ય ઉન્માદની દશા વધતી ચાલી, કેટલીક વાર કાલીની પૂજાનું પણ ઠેકાણું રહેતું નહિ. ગંગાને તટે જઇને એકાંતમાં ઘણો વખત પોતે ગાળવા લાગ્યા. ઘણાંને લાગ્યું કે કદાચ તેમનું ચિત્ત અસ્થિર થઇ ગયું હશે, તેથી મથુરબાબુએ પોતે પણ વૈદ્યોની પાસે તેમની ચિકિત્સા કરાવરાવી. આ સમાચાર રામકૃષ્ણનાં માતા ચંદ્રાદેવીને કામારપુકુર પહોંચ્યા, તેથી તેમણે રામકૃષ્ણને હવાફેર માટે પોતાને ત્યાં બોલાવ્યા.

ચિત્તવૃત્તિઓ અસ્થિર જણાય છે. ચંદ્રાદેવીના ગળે પણ એ વાત ઊતરી. તેથી તેમણે આરેબાજુનાં ગામડાંઓમાં તપાસ કરાવરાવી, પણ ક્યાંય પત્તો ખાય નહિ. બધાંય ઘરેણાં અને પહેરામણીની એવી મોટી માગણી કરે કે ચંદ્રાદેવીની ગરીબ સ્થિતિને તે પોસાય નહિ. આ પ્રમાણે ઘરનાં બધાંય ચિંતાતુર રહેવા લાગ્યાં. રામકૃષ્ણને આ વાતનો અંદેશો ગયો હતો, પણ પોતે શાંત ચિત્તે તે બધી ધમાલ જોઈ રહ્યા હતા. છેવટે જ્યારે તેમણે જોયું કે હવે કાંઇ કર્યા વિના ચાલે તેમ નથી ત્યારે એક વાર પોતેજ તે વાત ઉપાડી અને બધાંને આશ્ચર્ય સાથે જણાવ્યુઃ "બીજે બધે તમે જે પ્રયત્નો કરો છો તે ફોકટ છે. જયરામબાટી નામના ગામમા રામચંદ્ર મુખોપાધ્યાયને ત્યાં મારે માટે નિર્માણ થયેલી કન્યા જન્મેલ છે." ચંદ્રાદેવીને આ વાતમાં શ્રદ્ધા તો ન બેઠી, પરંતુ તપાસ કરાવવામાં શુ જાય છે એમ માનીને તપાસ કરાવરાવી. અને વાત તદ્દન સાચી ઠરી!

## [ ૨ ]

**શ્રી શારદાદેવીનો** જન્મ બાંકુડા જીલ્લાના જયરામબાટી નામના ગામમાં ઈ. સ. ૧૮૫૩ ની ૨૨મી તારીખે થયો હતો. તેમના પિતાનું નામ રામચંદ્ર મુખોપાધ્યાય અને માતાનું નામ શ્યામસુંદરીદેવી. પિતાને બીજા ત્રણ ભાઇઓ હતા. ત્રૈલોક્યનાથ, ઇશ્વરચંદ્ર અને નીલમાધવ. આખા કુટુંબનું ભરણપોષણ ખેતી ઉપર નિર્ભર હતું.

શારદાદેવીના પિતા ગરીબ હોવા છતાં નિષ્ઠાવાન અને માતા ભક્તિમતી તેમજ કર્તવ્યપરાયણ હતાં. નાનપણથી પોતે ગરીબાઇમાં ઊછર્યાં હતાં. ઘરનાં બીજાં કામકાજમાં શારદાદેવી માતાને મદદ કરતાં.

ઈ. સ. ૧૮૬૪ માં બંગાળામાં ભારે દુકાળ પડ્યો. શારદાદેવીની ઉંમર તે વખતે અગિયાર વર્ષની હતી. તે વખતનું વર્ણન કરતાં પોતે જણાવે છેઃ "કેટલાંય લોક ખાવાનું નહિ મળવાથી

અમારે ત્યાં આવતાં. અમે આગલે વર્ષે ધાનનો સારો સંઘરો કરેલો. મારા પિતા ખીચડી હાંડી ઉપર ચઢાવીને જે કોઇ આવે તેને ખાવા બેસાડતા. કોઈ કોઈ વાર તો એટલાં બધાં લોકો આવી ચડતાં કે અમારાથી પહોંચી વળાતુ નહિ. બધાંને ગરમાગરમ ખીચડી પીરસી રહ્યાં પછી હું પંખો નાખવા બેસતી. પણ લોકો એટલા બધા ભૂખ્યા હતા કે ખીચડી ટાઢી થાય તે પહેલાં તો ખાઈ જતા. એક વાર એક હલકી વર્ણની છોકરી આવી. તેના ભાલોડિયાં જેવા ખડા વાળ અને લાલ લાલ આંખો હજુ મને યાદ છે. આવીને તરતજ એ તો ઢોરને માટે ભાફવા મૂકેલુ ખાણુ ખાવા મંડી પડી. અહા ! કેવી ભૂખ ! દેહ છે ત્યાં સુધી ભૂખતરસ બધુંજ ભોગવવાનું !”

નાનપણમાં ગળા સુધી પાણીમાં ડબીને શારદાદેવી ઢોરઢાંખરને માટે ઘાસ વાઢી લાવતાં. ખેતરોમાં કામ કરનાર ચાકરો માટે ખાવાનું લઈ જતાં અને પોતાના નાના ભાઇઓની દેખરેખ રાખતાં. કોઈ કોઈ વાર તેમને લઇને આમોદર નદીમાં સ્નાન કરવા જતાં, ન્હાઈ પરવારીને નદી કિનારે ચવાણું ખાતાં. શારદાદેવીને ચાર ભાઇઓ હતાઃ પ્રસન્નકુમાર, કાલીકુમાર, વરદાપ્રસાદ અને અભયચરણ. આગળ જતાં પોતાના શિષ્યોને શારદાદેવીએ જણાવ્યું હતું કે તેમની સાથે તેમનાં બધાં કાર્યોમાં તેમના જેવી એક છોકરી તેમને મદદ કરતી. તેમની દશ અગિયાર વર્ષની ઉંમર સુધી આ પ્રમાણે બન્યુ.

શારદાદેવીની સાથે બાળપણમાં રમનાર શ્રીરામકૃષ્ણનાં સ્ત્રી-શિષ્યાઓમાંનાં એક અઘોરમણિ જણાવે છે કે “શારદામાતા ઘણાં સાદાસીધાં હતાં. રમવામાં તેમની સાથે કોઇનો ઝઘડો થતો નહિ. પોતે ગૃહિણી બનીને રમતમાં ભાગ લેતાં. ઢીંગલીની રમતના કરતાં કાલી અને લક્ષ્મી બનાવીને તેની પૂજા કરતાં અને બધાંનો ઝઘડો પોતે પતાવતાં. એક વાર જગદ્ધાત્રીની પૂજાની વેળા હતી. રામહૃદય ઘોષાલ તે વખતે હાજર હતા. માતાજીને જગદ્ધાત્રીની સામે *

ધન્તા જોઈને પોતાને આશ્ચર્ય પામ્યા મીટ માંડીને પોતે માતાજીની સામે જોઈ રહ્યા, પરંતુ જગદાત્રીને કે માતાજીને પારખી ન શક્યા નહિ!"

પોતાના નાના ભાઈ પ્રસન્નકુમારની સાથે નાગરદેવી જઈ કોઈ વાર પાઠશાળામાં જતા ત્યાં કાંઈક શીખ્યા ત્યાર પછી કામારપુકુરમાં વર્ણપરિચય પ્રમાણે વાંચી શકતા આગળ અભ્યાસ કરીને રામાયણ વગેરે બંગાળીમાં વાંચી શકતા પણ કાગળપત્ર લખી જાણતા નહિ

આગળ આપણે જોઈ ગયા કે શ્રીરામકૃષ્ણે પોતે પોતાને માટે નિર્મિત થયેલી ગૃહિણીની પસંદગી કરી હતી અને આખા કુટુંબને મુંઝવતા પ્રશ્નનો સહેજમાં નિકાલ આણ્યો હતો ગૃહસ્થાશ્રમનું રામચંદ્રનું નામ રહાવર હતું તેમના સૂચવ્યા પ્રમાણે તેમના માતા ચંદ્રાદેવીએ તપાસ કરાવી તો વાત તદ્દન સાચી નીકળી, પરંતુ મુશ્કેલી માત્ર એક જણાઈ કે કન્યા પાંચ વર્ષની હતી! ચંદ્રાદેવીએ રામકૃષ્ણની સાંસારિક બાબતો તરફની સંપૂર્ણ ઉદાસીનતા અને નિરંતર ઉન્માદની અવસ્થા દૂર કરવાના હેતુથી નિર્માણ થયેલી આ વાતનો સ્વીકાર કર્યો પરંતુ ગરીબાઈની સ્થિતિમાં કન્યાને માટે ખાસ આવશ્યક ઘરેણાં ક્યાંથી લાવવાં? વિચાર કરતા જમીનદાર ધર્મદાસ લાહાને ત્યાંથી વિવાહ પૂરતા ઘરેણા લઈ આવવા એમ નક્કી કર્યું.

ત્યાંના કામારપુકુરથી ચાર માઈલ દૂર આવેલા જયરામવાટી ગામ ગઈ ઈ. સ. ૧૮૫૯ ના મે માસમાં ગદાધર ગૃહસ્થ થયા. રામચંદ્રની નાના ભાઈ રામેશ્વર ત્યાંના પિતાને વર્ણવ્યો. પિયા ગન્ડા આપ્યા લગ્નગ્રંથિથી યુક્ત થઈને વરકન્યા કામારપુકુર આવ્યા

પરંતુ ચંદ્રાદેવીના મનમાં પેલાં ઘરેણાં સાલતાં હતાં? કામે તો પતી ગયું પણ હવે કન્યાની પાસેથી ઘરેણાં પાછાં કેવી રીતે લેવાં એ વાત તેમને મુંઝવવા લાગી અને આ વાત કરવી પણ કોની આગળ? તેથી મનમાં ને મનમાં ચંદ્રાદેવી ચિંતાતુર રહેવા

લાગ્યા ચતુર ગદાધર આ વાત કળી ગયા અને પોતાની માતાને સાન્ત્વન આપતા કહ્યુ "ગભરાશો નહિ મા, તે સૂઈ રહી હશે ત્યારે સાવચેતીથી ઘરેણા કાઢી લઈશ અને પછી બધુ થઈ પડશે" ગદાધરે તે પ્રમાણે કર્યું શારદાદેવી જ્યારે નિદ્રામાથી જાગ્યા ત્યારે પોતાના ઘરેણા નહિ જોવાથી બોલી ઊઠ્યા "ક્યા ગયા મારા ઘરેણા?" ચન્દ્રાદેવીએ પોતાની વહાલી નવવધૂને ખોળામા લીધી અને અશ્રુપૂર્ણ આખે જણાવ્યુ "બેટા! ગદાધર તને એથીયે બીજા ઉત્તમ પ્રકારના ઘરેણા ભવિષ્યમા આણી આપશે!"

પણ આ વાત અહીંથી અટકી નહિ શારદાદેવીના કાકા તેજ દિવસે તેમની ખબર લેવા ગયા ત્યારે તેમની જાણમા આ વાત આવી તરતજ શારદાદેવીને પોતે તેને પિયર લઈ ગયા આથી ચન્દ્રાદેવીના મનમા બહુ દુ ખ થવા લાગ્યુ ગદાધરે હસતા હસતા કહ્યુ "હવે ભલે ને ગમે તે તેઓ કરે પણ લગ્ન થોડુ ફોક થવાનુ છે!"

ઈ સ ૧૮૬૦મા શારદામણિને સાતમુ વર્ષ બેઠુ. તેથી ત્યાની કુળની રૂઢિ પ્રમાણે કન્યાને સાસરે વળાવવી જોઈયે તેથી ગદાધર પોતે સાસરે ગયા તેમની સાથે તેમનો ભાણેજ હૃદયરામ પણ હતો. શારદામણિ પોતાના પતિને કેવી રીતે પગે પડ્યા અને કેવી રીતે તેમને પખો નાખતા એના સ્મરણની વાતો પોતે પોતાના શિષ્યોને કરતા એક વાર હૃદયે પણ શારદાદેવીની કમળથી પૂજા કરી હતી આ પ્રમાણે જયરામવાટીથી આવી કામારપુકુરમા થોડો વખત ગાળીને રામકૃષ્ણ પાછા દક્ષિણેશ્વર ચાલ્યા ગયા સાત વર્ષ વીત્યા પછી પોતાને તાન્ત્રિક તેમજ વૈષ્ણવ સાધનામા દીક્ષિત કરનાર ભૈરવી બ્રાહ્મણી અને હૃદયરામની સાથે વળી પાછા કામારપુકુર આવ્યા

તેમણે તે પ્રમાણે કરવાનું વિચાર્યું. જેથી કરીને શારદાદેવી દેવતા, ગુરુ કે અતિથિની સેવામાં અગર ઘરના કામકાજમાં કુશળ બને, ધનનો સારો વ્યય કરતાં શીખે અને પોતાનું સર્વસ્વ ઈશ્વરને સમર્પીને સંસારમાં રહ્યા છતાં પોતાનું મન તેમાં તલ્લીન રાખી શકે,—એવા વિષયોમાં રામકૃષ્ણ શારદાદેવીનું મન પરોવવા લાગ્યા.

પવિત્ર સીતા સમાન શારદાદેવી રામકૃષ્ણના આ પ્રકારના દિવ્ય સંગથી અને નિઃસ્વાર્થ આદરભાવથી અનિર્વચનીય આનંદના ઊભરા અનુભવવા લાગ્યાં. પાછળથી એ વેળાનો ઉલ્લેખ કરીને પોતે જણાવતાં "હૃદયમાં જાણે કે આનંદનો પૂર્ણ ઘડો સ્થપાયો હોય એવો હમેશાં અનુભવ કરતી. એ સ્થિર ધીર દિવ્ય ઉલ્લાસમાં અંતઃકરણ ક્યાંસુધી તરબોળ રહેતું એ સમજાવવું સમજાવાય તેમ નથી."

આ પ્રમાણે કેટલોક વખત ગાળીને જ્યારે આ બાજુ રામકૃષ્ણ દક્ષિણેશ્વર ગયા, ત્યારે બીજી બાજુ શારદામણિ પણ અપૂર્વ આનંદના રંગમાં પોતાના દિવ્ય સ્વપતિપ્રાપ્ત પતિનું સ્મરણ કરતાં પિયેર ગયાં.

[૪]

**પ**રંતુ શારદાદેવી જયરામવાટી પિયેર હોવા છતાં તેમનું મન દક્ષિણેશ્વરમાં પોતાના પતિની પાસે હતું. તેમને જોવાની અને તેમની પાસે જવાની એવી પ્રબળ ઉત્કંઠા તેમને આકુળવ્યાકુળ કરવા લાગી કે ઘણા બળપૂર્વક તેને પોતે રોકી શક્યાં. હવે તેમના હૃદયના ઊંડાણમાં ખાત્રી થઇ ચૂકી હતી કે જેમણે પ્રથમ દર્શને જ તેમના ઉપર પ્રેમનાં અમીઝરણાં વરસાવ્યાં હતાં તેઓ કદાપિ તેમને ભૂલનાર નથી. સમય પાકશે કે તરત જ તેમની હાકલ પડશે. આ પ્રમાણે ધીરજ સાથે એ શુભ દિનની પ્રતીક્ષા કરવા લાગ્યાં. એમ કરતાં કરતાં તો પોતે અઢાર વર્ષનાં થઈ ગયાં!

પણ દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ પોતાની ઉગ્ર સાધનાના ક્રમમાં એવા તલ્લીન થતા ગયા કે રાત દિવસ એના એજ ભાવમાં મગ્ન રહેવા લાગ્યા. તેમને વિષે ચારે બાજુ વાતો પણ ઊડવા લાગી. જયરામબાટીમાં પણ એ વાતો આવી. શારદાદેવી જણાવે છેઃ "અનેક માણસોની પાસે સાંભળવા લાગી કે એ તો પાગલ થઈ ગયા છે, ઉન્મત્ત અવસ્થામાં દિવસો ગાળે છે, નગ્ન થઈને ફરે છે. કોઈ તેમનો ભાવ સમજી શકતું નહિ. મેં વિચાર્યું કે જ્યારે બધાંજ આમ બોલ્યાં કરે છે તો એક વાર પ્રત્યક્ષ જોઈ આવું. બહાર નીકળું તો ઘણાં મને રોકતાં, 'અરે બિચારી શ્યામાની દીકરીનું કેવું થયુ, પતિ તો પાગલ થઈ ગયા, કેવું ભાગ્ય!' આવી અર્થ વગરની ટીકાઓ ટાળવા મેં બહાર નીકળવાનું બંધ કરી દીધુ."

છતાંય મનમાં અનેક સંકલ્પવિકલ્પ ઉઠવા લાગ્યા. છેવટે મનમાં દૃઢ નિશ્ચય કર્યો કે ગમે તેમ કરીને દક્ષિણેશ્વર જવું. અને તેજ વખતે એક અવસર ઉપસ્થિત થયો. બંગ સંવત ૧૨૭૮ ના ફાગણ માસની દોલ પૂર્ણિમાને દિવસે શ્રી ચૈતન્યદેવની જન્મતિથિને પ્રસંગે શારદાદેવીની ઘણી બહેનપણીઓ ગંગાસ્નાન કરવા માટે કલકત્તા જવાની હતી. શારદાદેવીને આ વાતની ખબર મળતાં તેમણે પણ તેમની સાથે જવાનું નક્કી કર્યું. એ પ્રમાણે પોતાની એક બહેનપણીને જણાવ્યું. પોતાના પિતાને તો લજ્જાથી કેવી રીતે જણાવી શકે! પરંતુ પેલી બાઈએ શારદાદેવીના પિતાને આ વાત જણાવી. પિતા શારદાદેવીના મનોભાવ કળી ગયા અને તેની સાથે પોતેજ જવું એમ ઠરાવ્યું. તે વખતે જયરામબાટીથી કલકત્તા પાલખીમાં કે ચાલીને જવું પડતું. ધનિક વર્ગ સિવાય સામાન્ય માણસો પગે ચાલીને જતાં. આ પ્રમાણે પોતાની કન્યા શારદાદેવી તેમજ બીજાં સાથીદારોની સાથે રામચંદ્ર મુખોપાધ્યાય કલકત્તા જવા નીકળ્યા.

શરૂઆતના એક બે દિવસો તો આનંદમાં ગયા, કારણ કે ચારે

બાજુ વાનના ખેતરમા થઈને રસ્તો જતો હતો પણ શારદાદેવીને આ પ્રમાણે સતત ચાલવાની ટેવ નહિ હોવાથી માર્ગમાજ તેમને તાવ આવ્યો તેથી રામચન્દ્ર પાસેની ચટીમા શારદાદેવીને લઈ ગયા તાવ વધો હતો ભાન પણ નહાતુ રાતે સ્વપ્નામા એક શ્યામ મેશ જેવી નારી મારી પથારીની પાસે બેસીને મારા માથે હાથ ફેરવવા લાગી પૂછ્યુ કે દક્ષિણેશ્વરથી આવુ છુ મે કહ્યુ હુ પણ ત્યાજ જઉ છુ તુ કોણ છે? તે બોલી તારી બહેન છુ ગભરાઈશ નહિ સારૂ થઈ જશે

સવારમા રામચન્દ્રે ઊઠીને જોયુ તો શારદાદેવીનો તાવ સમૂળગો ઊતરી ગયો હતો તેથી તેમણે વિચાર્યું કે રસ્તામા વખત ગાળવા કરતા ધીમે ધીમે આગળ વધવુ સારૂ સહેજ આગળ વધવાની સાથેજ એક પાલખીવાળો મળી ગયો વળી પાછો થોડો તાવ શારદાદેવીને આવી ગયો રાતે નવ વાગે દક્ષિણેશ્વર પહોચ્યા જતાની સાથેજ [illegible] ના ઓરડામા ગયા [illegible] જોતાની સાથેજ કહ્યુ આવી? [illegible] કહ્યુ નીચે સાદડી પાથરી [illegible] કહેવા લાગ્યા મારો મથુર [illegible] તો? ખરેખર મારા જમણો હાથ ગયો [illegible] થોડીવાર પછી મે દવાખાનાવાળા ઘરમા જવાની ઈચ્છા બતાવી ઠાકુરે કહ્યુ ના ત્યા જવાની જરૂર નથી ડાક્ટરને બતાવવા ત્યા મુશ્કેલી પડે, [illegible] રહેજે તેમની આજ્ઞા પ્રમાણે હુ અને મારી સાથે બીજી એ આથી [illegible] ત્યા સૂતા

આ પ્રમાણે પરમહંસે [illegible] પોતાની પાસેજ રાખ્યા અને ત્રણ ચાર દીવસ સુધી ડાક્ટરની સલાહ પ્રમાણે દવાદારૂ કરીને જ્યારે [illegible] થઇ ગયુ ત્યારે પોતાની માતા ચન્દ્રામણીની પાસે દવાખાનાવાળા ઘરમા તેમને માટે વ્યવસ્થા કરી શારદાદેવીને ખાત્રી થઈ [illegible] પોતાપર તેનો તેજ સ્નેહ અખંડભાવે ચાલુ છે આથી પરમ ઉલ્લાસની સાથે પોતે પરમહંસની તેમજ પોતાના

સાસુની સેવામાં મગ્ન થવા લાગ્યા. શારદાદેવીનો આનંદ જોઈને પિતાને સંતોષ થયો અને તેથી રામચંદ્ર જયરામબાટી ગયા.

હવે શ્રી રામકૃષ્ણ તેમજ શારદાદેવીના નિયમિત ગૃહસ્થજીવનની શરૂઆત થાય છે. જ્યારે જ્યારે વખત મળે ત્યારે ત્યારે પોતે શારદાદેવીને બ્રહ્મની ઉપાસનાના સહજ સરળ ઉપાયો બતાવે છે. એકવાર રામકૃષ્ણ તેમને કહેતા હતા "જો, ચાંદામામા જેવી રીતે બધાય બાળકોના મામા થાય, તેવી રીતે ઈશ્વર પણ બધાયના છે તેમને બોલાવવાનો બધાયને સરખો અધિકાર છે જે બોલાવશે તેને પોતે દર્શનથી કૃતાર્થ કરશે તું જો તેમ કરીશ, તો તને પણ મળશે" રામકૃષ્ણની શિક્ષણપદ્ધતિ માત્ર ઉપદેશમાં સમાપ્ત થતી નહિ, પરંતુ પોતાના શિષ્યને પાસે રાખીને પ્રેમપૂર્વક તેને મહુ જણાવતા. શિષ્ય તે કેટલે અંશે પાળે છે તે પોતે ઝીણી નજરે જોઈ લેતા અને કદાચ ભૂલ થાય તો તેને સમજાવીને ઠેકાણે પાડતા. શારદાદેવીને વિષે પણ તેમણે આજ પ્રમાણે કરવાનું શરૂ કર્યું સામાન્ય બાબતો વિષે પણ કહેતા. "ગાડીમાં કે નોકામાં જતી વખતે હમેશાં સૌથી આગળ બેસી જવું અને ઊતરતી વખતે કોઈ જણસ પડી રહી ગઈ છે કે નહિ તેની તપાસ કરીને સૌથી છેવટે ઊતરવું."

એક વાર શારદામાતા પરમહંસદેવની પગચંપી કરતા હતા તે વખતે તેમણે પૂછ્યું "તમે મને કઈ દૃષ્ટિથી જુઓ છો?" રામકૃષ્ણે કહ્યું "જે મા મંદિરમાં છે તેણેજ આ શરીરને ઉત્પન્ન કર્યું છે અને હમણાં હમણાં તેજ મા ઠાકરખાનામાં રહે છે અને પોતેજ અત્યારે મારા પગ દાબી રહ્યા છે. સાક્ષાત આનંદમયીના રૂપ તરીકે તમને જોઉં છું."

એકવાર શારદાદેવીને પોતાની પાસે સૂતેલા જોઈને ઠાકુર પોતાના મનને નીચે પ્રમાણે સંબોધવા લાગ્યા: "હે મન, આનું નામ સ્ત્રીનું શરીર. લોકો તેને ભોગ્ય માને છે અને તેને માટે તલસે

કે, પરતુ એમ કરવા જતા દેહમાજ આગળ રહેવુ પડે છે, સચ્ચિદાનંદઘન ઈશ્વરની પ્રાપ્તિ થતી નથી માટે કહી દે, ભાવની ચોરી કરીશ નહિ, જે નાગ પેટમા હોય તે ખરેખર કહી દે, કે તારે તેને ગ્રહણ કરવુ છે કે ઈશ્વરની પ્રાપ્તિ કરવી છે? જો શરીર જોઈતુ હોય, તો તારી સામેજ પડયુ છે,"—એમ કહીને જેવા પોતે શારદાદેવીના અગને સ્પર્શ કરવા તત્પર થયા કે તરતજ સમાધિસ્થ થઈ ગયા !

આ પરથી જણાય છે કે તે વેળા રામકૃષ્ણ અને શારદામણિ એકજ પથારીમા સતા દેહબોધરહિત રામકૃષ્ણની આખી રાત સમાધિમા પસાર થતી તે સમયનો ઉલ્લેખ કરતી વખતે એકવાર રામહંસે જણાવ્યુ હતુ કે, ' જો શારદાદેવી પોતાનુ ભાન ભૂલીને અને કામનાને વશ થઈને મારા ઉપર આક્રમણ કરત તો સયમનો બંધ તૂટી જઈને દેહબોધ આવત કે નહિ, તે તો કોણ કહી શકે ? લગ્ન પછી જગદબાને વ્યાકુળ થઈને જણાવ્યુ હતુ કે હે મા, મારી પત્નીમાથી કામભાવ દૂર કરી દેજે તેનુ પરિણામ હવે જણાય છે " આ પ્રસગ બતાવી આપે છે કે શારદાદેવી પોતેજ જો સાત્વિક પ્રકૃતિના ન હોત તો રામકૃષ્ણ પોતે પણ પરમહંસ બની શકયા હોત કે કેમ એ વિષે સદેહ છે

આ પ્રમાણે એકાદ વર્ષ વીતી ગયા છતાય જ્યારે રામકૃષ્ણે જોયુ કે પોતાનામા દેહભાવ ઉત્પન્ન થતો નથી અને શારદાદેવીને પોતે કોઈક વાર જગદબાના અંશભાવે અથવા કોઈવાર સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા કે બ્રહ્મભાવે જોવા સિવાય બીજી કોઈ ભાવના જન્મતી નથી, ત્યારે પોતે સમજી ગયા કે શ્રીજગદબાએ સ્વય તેમને તે અગ્નિપરીક્ષામાથી બચાવી લીધા છે તેમને જણાયુ કે માતાના પ્રસાદથી પોતાની સાધના પરિપૂર્ણ પ વ અવસ્થાને પામી છે અને

જાણ્યે અજાણ્યે પણ માને ન ગમે તેવું પોતે પણ કાંઇ કરી શકવાને સમર્થ નથી !

આથી પોતાની પ્રચંડ સાધનાને પરિપૂર્ણ કરવાના વિચારથી રામકૃષ્ણે શારદાદેવીમાં માતૃત્વની પ્રતિષ્ઠા કરવાનો વિચાર કર્યો. તેને માટે શુભ દિવસની રાહ જોવા લાગ્યા.

[ ૫ ]

તે દિવસ આવ્યો. ફલાહારિણી કાલિકાના પૂજાનો તે પુણ્ય દિવસ આવ્યો. અમાવાસ્યા હતી. દક્ષિણેશ્વરમાં તે દિવસે વિશેષ પર્વ ગણાતું. શ્રી જગદંબાની પૂજા કરવાને માટે ઠાકુરે આજે વિશેષ પ્રકારની તૈયારીઓ કરી હતી. આજે તેને માટે મુખ્ય સ્થળ મંદિર નહિ પરંતુ પોતાનું ઘર હતું. પૂજાને વખતે દેવીને બેસવાને માટે લીંપણથી પવિત્ર થયેલી બેઠક પૂજા કરનારના આસનની જમણી બાજુએ તૈયાર કરી હતી. સૂર્યાસ્ત થઈ ગયો અને અમાવાસ્યાની ગાઢ રાત્રિ શરૂ થઇ. ઠાકુરે પોતાના ભાણેજ હૃદયરામને મંદિરમાં પૂજા માટે મોકલ્યો હતો. બધી તૈયારીઓ પૂરી કરતાં લગભગ રાતના નવ વાગી ગયા. શારદાદેવીને ઠાકુરે પહેલેથીજ તે વખતે હાજર રહેવાનું કહેવડાવેલું, તે પ્રમાણે શારદાદેવી હાજર થઈ ગયાં હતાં. પછી ઠાકુર પૂજામાં બેઠા.

પૂજાની બધી સામગ્રીને શુદ્ધ કરીને રામકૃષ્ણે શારદાદેવીને લીંપેલી બેઠક ઉપર બેસવાનું ઈશારાથી જણાવ્યું. પૂજા જોતાં જોતાં શારદાદેવી અર્ધબાહ્યદશામાં બાહ્યજ્ઞાનશૂન્ય બની ગયાં હતાં. તેથી ઠાકુર શું કરી રહ્યા છે તે બરાબર જાણ્યા વગર મંત્રમુગ્ધ સ્થિતિમાં ઠાકુર તરફ મીટ માંડીને જોઈ રહ્યાં હતાં. સામેના કળશમાં રહેલા મંત્ર-શુદ્ધ જળથી ઠાકુર વારંવાર શારદાદેવીને અભિષેક કરી રહ્યા હતા. પછી મંત્ર સંભળાવીને ઠાકુરે પ્રાર્થનામંત્રનું ઉચ્ચારણ કર્યું:—" હે બાલે,

હે સર્વશક્તિની અધીશ્વરી માત ત્રિપુરસુંદરી ! સિદ્ધિદ્વાર ખોલો, આના શરીરને તેમજ મનને પવિત્ર કરીને તેનામાં આવિર્ભૂત થઈને બધાનું કલ્યાણ કરો ! ' ત્યાર પછી મંત્રોપયુક્ત વિધાનથી સાક્ષાત દેવી તરીકે શારદાદેવીની ષોડશોપચાર પૂજા કરી અને તેમને નૈવેદ્ય ધરાવીને તેમાંથી કેટલોક ભાગ પોતાને હાથે તેમના મુખમાં મૂક્યો. તે વખતે શારદાદેવી સંપૂર્ણ સમાધિસ્થ બની ગયાં હતાં. ઠાકુર પણ ધીરે ધીરે સમાધિમાં લીન થતા ગયા. આ પ્રમાણે સમાધિસ્થ પૂજક સમાધિસ્થ દેવીની સાથે આત્મસ્વરૂપે પૂર્ણ ભાવે એકાકાર થયા !

રાત્રિના બે પહોર વીતી ગયા ! પ્રથમ ઠાકુરમાં કાંઈક જાગ્રતિ આવવા લાગી. પહેલાની માફક અર્ધબાહ્યદશામાં તેમણે શ્રીદેવીને આત્મનિવેદન કર્યું. ત્યાર પછી પોતાની સાધનાનું બધું ફળ વિસર્જન કરતાં કરતાં પ્રણામ કરીને બોલ્યા —" હે સર્વ મંગલના મંગલ સ્વરૂપ દેવી, હે સર્વકર્મનિષ્પન્નકારિણી, હે શરણદાયિની, ત્રિનયને શિવગેહિની ગૌરી, હે નારાયણી, તને પ્રણામ, તને વારંવાર પ્રણામ '

આ પ્રમાણે ષોડશીપૂજા સમાપ્ત થયા પછી શારદાદેવી, જેમનામાં માતૃત્વનું આરોપણ કરવામાં આવ્યું હતું, લગભગ પાંચ માસ ઠાકુરની પાસે રહ્યાં. પહેલાની માફક તે વખતે ઠાકુરની અને ઠાકુરના માતાની સેવામાં રત રહેતાં દિવસો પસાર કરવા લાગ્યાં અને રાત્રિવેળાએ પરમહંસદેવની પથારીની પાસે સૂતાં. રાત દિવસ પરમહંસદેવની ભાવ સમાધિ રહેતી. કોઈ કોઈ વાર મૃતવ્યક્તિનાં લક્ષણો તેમના શરીરમાં જણાતાં. ક્યારે સમાધિ થશે એ આશંકામાં શારદાદેવીને રાતભર પૂરતી ઊંઘ પણ નહોતી આવતી. રામકૃષ્ણને આ વાતની ખબર પડી કે પોતે નોબતખાનાવાળા ઓરડામાં પોતાની માતા પાસે શારદાદેવીને સૂવાની વ્યવસ્થા કરી દીધી. આ પ્રમાણે લગભગ એક વર્ષ ચાર માસ રહીને શારદાદેવી કામારપુકુર પાછાં ફર્યાં. તે દરમ્યાન વાતોનાં સંસ્મરણો કરતાં શારદાદેવી પોતાના શિષ્યોને —

"એ કેવા દિવ્યભાવમાં રહેતા તે કહીને સમજાવાય તેમ નથી કોઈ વાર ભાવાવેશમાં ખૂબ બોલતા, કોઇ વાર હસતા, કોઈ વાર રડતા, કોઇ વાર જડ જેવા થઇ જતા ! એ બધુ જોઇને ભયથી મારા શરીરમાં કંપારી છૂટતી અને મનમાં વિચારતી કે રાત ક્યારે વીતશે ! તે વખતે ભાવસમાધિ કોને કહે છે તે તો સમજતી નહિ એક વાર તેમની સમાધિ ઊતરતી નહોતી, તે જોઇને ભયભરી રડતી રડતી હૃદયને બોલાવવા લાગી તેણે આવીને તેમના કાનમાં નામ સ્મરણ કર્યું, એટલે ધીરે ધીરે તેમને ચૈતન્ય આવવા માંડયું ત્યાર પછી તેમણે જોયું કે હુ તેમની તે દશામાં ભય પામું છું, તેથી મને શીખવાડયું કે અમુક પ્રકારનો ભાવ જોતાં અમુક નામ ઉચ્ચારવું, અમુક ભાવ જોતા અમુક બીજ ઉચ્ચારવા ત્યાર પછી ભય પામતી નહિ અને તેમના કહ્યા પ્રમાણે કરવાથી તેમને ભાન આવતું

[ ૬ ]

હવે શારદાદેવીના જીવનમાં મહત્વનું પર્વ શરૂ થાય છે ષોડશી પૂજા દ્વારા માતૃત્વના આરંભથી માંડીને પરમહંસદેવના દેહત્યાગ સુધીનું તેમનું જીવન ઘણે ભાગે દક્ષિણેશ્વરમાં શુશ્રૂષામાં નિરંતરભાવે વ્યતીત થયું આ તેર વર્ષના ગાળાની તેમની શાંત મૌન સેવા, જપધ્યાન વગેરેની અખંડ ઉપાસના, અતિથિસત્કાર, પતિપરાયણતા વગેરે એવા અસ્ખલિત ભાવે અને ઝીણવટથી વિકસ્યા કે બાહ્ય રીતે તેને અંગે કાંઇ નોંધવાલાયક ન હોવા છતાં તેમના આંતરિક જીવનમાં તે એક મહત્વનો ભાગ ભજવે છે "**શ્રીશ્રી માયેર કથા**"ના બે ભાગમાં તેનાં ઘણા દૃષ્ટાંતો છૂટાછવાયા નજરે ચડે છે

આ અરસામાં જે મહાપુરુષની સાથે પોતાનું જીવન સંકળાયું છે, તેમના જીવનનો ઝીણવટથી અભ્યાસ કરવાનું મળે છે અને ઉપદેશના કરતા તેમાથીજ પોતાનું જીવનપાથેય વિવેકી શારદાદેવી

પોતાના સમગ્ર જીવનમા ભેળવી દે છે પોતાના ગુરુ કહો કે પતિ કહો, તેવા ગૃહસ્થી પરમહંસની લાક્ષણિકતાઓ યથાર્થ ભાવે સમજવી, અનેક પ્રકારના અતિથિઓના મનોભાવ કળીને તેમની યોગ્ય બન્દોબસ્ત કરવી, રામકૃષ્ણના નિકટના શિષ્યો કે શિષ્યાઓને પોતાના બાળક સમાન ગણીને તેમની કાળજી લેવી, એ બધુ કાર્ય શારદાદેવી એવી ચોકસાઈથી કરતા કે તે દ્વારા તેમની ધી શક્તિ જણાઈ આવે છે શ્રી તો તેમનામા સહજ હતી આ પ્રમાણે શ્રી, ધી અને હ્રીનો સુભગ મેળ મળવાથી શારદાદેવીનુ જીવન એક આર્યમાતા તરીકે આદરણીય તેમજ પ્રાતસ્મરણીય બને છે

દક્ષિણેશ્વરના રહેઠાણ દરમિયાન શ્રી રામકૃષ્ણ અને શારદાદેવીના જીવનના પ્રસગો પરસ્પર ઓતપ્રોત છે, તાણાવાણાની જેમ હવે જે પ્રસગો ટાકવામા આવશે તેમનો ઘણો ભાગ શારદાદેવીએ સ્વમુખે પોતાના શિષ્યો કે શિષ્યાઓને પાછળથી જણાવેલો તેમાનાજ ઉતાર હવે નીચે જે ઉતારો કરવામા આવે છે તે શ્રીરામકૃષ્ણ તેમજ શારદાદેવી બન્નેના નિકટના શિષ્યા હતા તેમનુ નામ **યોગેન માતા.**

"શ્રી શ્રીઠાકુરની સાથે મારો પ્રથમ પરિચય થયા પછી એક વાર હુ દક્ષિણેશ્વર ગઇ ઉતાવળી ઉતાવળી ગઇ તેથી ખાવા કરવાનુ રહી ગયેલુ ઠાકુરને તે પ્રમાણે કહ્યુ એટલે તેમણે મને જણાવ્યુ 'અરે ખાધા વિના આવી છુ, જા જા, ટકારખાનામા જઇને દાળભાત કે જે કાઈ હોય તે ખાવી આવ ' ત્યા માતાની સાથે મારો પ્રથમ પરિચય થયો માએ મને જે કાઇ હતુ તે તરતજ આપ્યુ એ પ્રથમ પરિચયમાજ મારો તેમની સાથે ગાઢ સ્નેહ બધાઇ ગયો

એક વાર મા રામલાલના વિવાહને ટાણે પોતાને ઘેર જવાના છે એમ સાભળીને દક્ષિણેશ્વર ગઈ ઘણા વખત સુધી માના દર્શન નહિ થાય એ ખ્યાલ માત્રથી દુખ થવા લાગ્યુ જતી વખતે મા ઠાકુરને પ્રણામ કરવા ગયા ઠાકુર કહ્યુ 'સંભાળીને જજો. હોડીમા

કે ગાડીમાં કાંઇ ભૂલી જવાય નહિ.' માનાઝ્નને અને ઠાકુરને મેં પ્રથમ એક સાથે જોયાં. કેવું દૃશ્ય ! હોડીમાં બેસીને મા રવાના થયાં. મારી નજર પહોંચે ત્યાં સુધી મેં જોયા કર્યું. નૌકા નજરની બહાર નીકળી ગઇ એટલે મા જ્યાં બેસીને ધ્યાન કરતાં હતાં ત્યાં જઇને ખૂબ રડી પડી. એટલામાં ઠાકુર ત્યાં થઇને પસાર થતા હશે, તેમણે મારાં ડુસકાં સાંભળ્યાં, પોતાના ઓરડામાં જઇને ઠાકુરે મને બોલાવરાવી, મને જોઇને બોલ્યાઃ 'એના જવાથી તને ખૂબ લાગી આવ્યું?' એમ કહીને એ વાત ભૂલાવવા માટે ઠાકુરે જે બધી ઉગ્ર સાધનાઓ કરેલી તે વિષે સંભળાવ્યું. પછી કહ્યું. 'આ બધું કોઇને કહેવાનું નહિ, હો.'

લગભગ દોઢ વર્ષ પછી મા દક્ષિણેશ્વર આવ્યાં. ઠાકુરે લખ્યું હતું. 'મારે ખાવાપીવાની મુશ્કેલી રહે છે.' મા આવ્યાં કે ઠાકુરે તેમને કહ્યું 'પેલી મોટી મોટી આંખોવાળી આવે છેને, એ તને ખૂબ ચાહે છે. તારા ગયા પછી એ ખૂબ રડી હતી.'

જ્યારે જ્યારે દક્ષિણેશ્વર જતી ત્યારે ત્યારે મા મને બધું જણાવતાં, મારો મત પણ પૂછતાં. માના વાળ હું હોળી આપતી. મારે હાથે વાળ હોળાવવાનું માને એટલું બધું ગમતું કે ત્રણ ચાર દિવસ પછી પણ સ્નાનને વખતે માથાના વાળ છોડતાં નહિ. કહેતાં: 'ના, એ તો યોગેને હોળેલા વાળ છે, એ જ્યારે આવશે ત્યારે છોડશે.' હું લગભગ સપ્તાહમાં એકાદ વાર દક્ષિણેશ્વર જતી. દક્ષિણેશ્વરથી પાછાં ફરતાં શિવની પૂજા માટે બિલિપત્ર લઇ આવતી. પછી સૂકાં બિલિપત્રથી પણ શિવની પૂજા કરતી. એક વાર માએ મને પૂછ્યુઃ 'યોગેન, તું સૂકાં બિલિપત્રથી શિવને પૂજે છે કે શું?' 'હા, મા; તમે શી રીતે જાણ્યું?' 'આજે સવારે ધ્યાનમાં બેઠી ત્યારે મને તેમ જણાયું.'

એકવાર મા પાન બનાવતાં હતાં. મેં જોયું તો કેટલાંક પાનમાં એલાયચી વગેરે મસાલો નાંખતાં હતાં, અને બીજાં કેટલાંક માત્ર

સોપારી અને ચૂનાવાળા હતા મેં કહ્યું 'કેમ મા, આમાં તો તમે મસાલો નાખ્યો નહિ? આ કોના ને પેલા કોના?' માએ કહ્યું 'ચોગેન, મસાલાવાળા ભક્તોને માટે એમને મારે પોતાના ગણીને સંભાળવા રહ્યા અને બીજા એમને માટે, એ તો મારા છેજ ને!'

મા ના ગાઈ શકતા એકવાર મા અને લક્ષ્મીદિદિ ગતે ધીરે ધીરે ગાતા હતા સરસ જમાવટ થઈ હતી ઠાકુર તે સાંભળી ગયા બીજે દિવસે કહ્યું અરે તો તમે જમાવ્યું હતું સરસ, બરાબર, મસ્ત જામ્યું'તુ

દક્ષિણેશ્વરમા માને આખા દિવસમા સહેજ પણ આરામ મળતો નહિ ભક્તોને માટે લગભગ ત્રણ શેર કે સાડાત્રણ શેરની રોટલીનો આટો બંધાતો અને તે ઉપરાંત કેટલા બધા પાન! ઠાકુરને માટે દૂધ પણ ખૂબ ઊકાળતા, કારણકે તેમને મલાઈ ખૂબ ભાવતી ઠાકુરને માટે નરમ શાક થતુ ચક્રાદેવી જ્યા સુધી જીવ્યા ત્યા સુધી ઠાકુર ઠાકરખાનામા ખાતા કોઈ ના હોય તો સ્નાનને વખતે મા ઠાકુરને તેલનુ માલીશ કરતા

ગોલાપદિદિ આવ્યા એટલે ઠાકુરે તેમને એકવાર ખાવાનો થાળ લાવવાનુ કહ્યું ત્યાર પછી ગોલાપદિદિ દરરોજ તેમ કરવા લાગ્યા ખાવાનુ લઈ જતા એટને મા રોજ ઠાકુરને એકવાર જોઈ શકતા, તે પણ હવે બંધ થયુ સંધ્યાકાળ પછી ઘણીવાર ગોલાપ ઠાકુરની પાસે ગાળતાં કોઈ કોઈ વાર તો રાતના દશ થઈ જતા, એટલે ઠાકરખાનાના વરંડામા ગોલાપદિદિને માટે ખાવાનુ સાચવવા માને બેસી રહેવુ પડતુ તેથી તેમને જરા મુશ્કેલી લાગતી એકવાર ઠાકુરને કાને એ વાત ગઈ, ઠાકુરે તેથી ગોલાપને કહ્યું 'તુ આટલી બધી વાર અહી બેસી રહે છે, અને ત્યાં એને કષ્ટ થાય છે વહેલા જતી હોય તો!' ગોલાપે કહ્યું 'ના, મા તો મને ખૂબજ ચાહે છે, પોતાની દીકરીની માફક રાખે છે'

એકવાર ગોલાપે માને કહ્યું 'મા, મનમોહનની મા કહેતી 'તી કે ઠાકુર તો મોટા ત્યાગી છે અને શારદાદેવી તો કાનના ને બીજાં બધા ઘરેણા પહેરે છે એ તે શું સારું કહેવાય ?' બીજે દિવસે જ્યારે હું દક્ષિણેશ્વર ગઈ તો જોયું કે માએ હાથની બંગડીઓ સિવાય બીજા બધા ઘરેણા કાઢી નાખ્યા તા મેં આશ્ચર્ય સાથે જણાવ્યું 'મા, આમ કેમ ?' માએ કહ્યું 'ગોલાપના કહેવાથી .

મા જ્યારે પહેલવહેલા દક્ષિણેશ્વર આવ્યા ત્યાર સંસારની ઘણી વાતો સમજતા નહિ અને ભાવ પણ થતો નહિ નિયમપૂર્વક ભગવાનનું દરરોજ ધ્યાન ધરતા છતાં ભાવસમાધિ થતી નહિ ઠાકુરની ભાવસમાધિ જોઈને મા ખૂબ બીતા તે વખતે મા અને ઠાકુર એકજ ઓરડામા સૂતા, ઠાકુર મોટા પલંગમા અને મા ખાટલામા મારો પરિચય થયા પછી માએ મને એક વાર કહ્યું 'એમને જરા કહેજે કે મને ભાવબાવ થાય મેં વિચાર્યું કે માએ જ્યારે કહ્યું ત્યારે તે ઠાકુરને જણાવવું બીજે દિવસે ગઈ તો સવારે ઠાકુર પલંગ ઉપર બેઠા હતા પ્રણામ કરીને મેં માની વાત જણાવી. તેમણે વાત સાંભળી, પણ કાંઈ કહ્યા વિના ગંભીર બની ગયા આ પ્રમાણે જ્યાર ઠાકુર ગંભીર થઈ જતા ત્યારે કોઈની તેમને કાંઈ કહેવાની તાકાત નહોતી તેથી થોડી વાર શાંત બેસીને પ્રણામ કરીને પાછી ફરી ઠાકોરખાનામા જઈને જોયું તો મા પૂજા કરી રહ્યા હતા સહેજ દરવાજો ખોલીને જોયું તો મા ખૂબ હસતા હતા વળી પાછા રડવા લાગ્યા થોડી વાર પછી જાણે કે સમાધિસ્થ થઈ ગયા દરવાજો મેં બંધ કરી દીધો અને ઘણી વાર પછી ગઈ કહે 'હમણાંજ આવી ?' મેં કહ્યુ: 'કેમ મા, તમને ભાવ થતો નથીને ?' મા સાંભળીને હસી પડયા '

દક્ષિણેશ્વરના વાસ દરમિયાન પોતાની કેટલીક વાતો કરતા માએ પોતાની એક શિષ્યાને કહેલું "બેટા, કેવું મોટું સૌભાગ્ય કે આવો જન્મ મળ્યો છે ખૂબ ભાવથી ભગવાનને ભજ કર્યા વિના

કાંઈ મળે બેટા ? સંસારનાં કામકાજમાંથી પરવારીને પણ થોડો વખત મેળવી લેવો જોઈયે. જોને, હું જ્યારે દક્ષિણેશ્વરમાં રહેતી ત્યારે રાતના ત્રણ વાગે ઊઠીને જપ કરતી. ભાન પણ ભૂલી જતી. એક વાર જ્યોત્સ્નાભરી રાતે ટકારખાનાની સીડીની પાસે બેસીને જપ કરતી'તી. ચારે બાજુ શાંતિ હતી. ઠાકુર તે પહેલાં શૌચે ગયા હતા તેની તો મને ખબરજ નહોતી. બીજે દિવસે પણ જ્યારે તેમનાં જૂતાંનો અવાજ થયો ત્યારે ખબર પડી. ધ્યાન ખૂબ જામ્યું હતું. જોગેન જ્યારે ઠાકુરને ઝારી આપવા આવ્યો ત્યારે તેણે મને તે અવસ્થામાં જોયેલી. કેવા મઝાના એ દિવસો હતા, બેટા ! ચાંદની રાતે ચંદ્ર તરફ તાકીને હાથ જોડીને બોલતીઃ 'તમારી આ જ્યોત્સ્નાની માફક મારું અંતર નિર્મળ કરો.' જપ કે ધ્યાન કરતાં કરતાં જોઈશ તો તને જણાશે કે જાણે તેઓ હમણાં બોલશે, મનમાં જે વાસના હશે તે હમણાંજ પૂરી દેશે,--પ્રાણમાં કેવી શાંતિ ! આહા ! તે વેળા મારું મન કેવું હતું ! એક વાર કામ કરનારી બાઈએ ભૂલ-ભૂલથી કાંસાની થાળી પાડી નાંખી, તેનો રણકાર જાણે મારા હૈયામાં અથડાયો, વજ્ર જેવો ઘા થયો ! સાધના કરતાં કરતાં સમજાશે કે મારામાં જેઓ રહ્યા છે, તેઓ તારામાં પણ છે, બધેજ તેઓ છે. મન પછી મરી જાય છે, બેટા, અહંકાર ગળી જાય છે. ગરીબાઈ, દીનતા આવી જાય છે !"

"આહા ! કેવો તેમનો મારી સાથેનો વ્યવહાર ! એક પણ દિવસ મને દુઃખ પડે તેવું બોલ્યા નથી ! અરે, ફૂલનો પણ ઘા કર્યો નથી ! એક વાર દક્ષિણેશ્વરમાં તેમને માટે ખાવાનું મકવા ગઈ હતી. તેમણે જાણ્યું કે લક્ષ્મી રોજ મૂકી જાય છે, તેથી કહ્યું 'બારણું દરવાજો વાસી જજે.' મેં કહ્યુંઃ 'વારુ.' મારો અવાજ સાંભળી એ તો ચમકી ઊઠ્યાઃ 'શું, તમે ? મને તો તેની ખબર નહિ ! મેં જાણ્યું કે લક્ષ્મી હશે. મનમાં આણનાં નહિ કે

કહ્યું: 'અરે, એ શું બોલો છો !' કોઈ વાર ઠાકોરશ્રી મને બોલાવી નથી. કહેતા, 'સ્ત્રીઓએ કામ કરવું જરૂરી છે; નહિ તો બેસી રહેવાથી ખોટી ચિંતાઓ, ખોટા વિચારો આવે.' એક વાર શણના ધાગા લઈ આવ્યા. મને કહે. 'આમાંથી મને શીકું બનાવી આપો. નાનાં છોકરા માટે ખાવાનુ તેમા રાખીશ.' મેં શીકું બનાવી આપ્યું અને વધેલા ધાગામાંથી મારે માટે ઓશીકું બનાવ્યુ. કાથાના ઉપર સાદડી પાથરતી અને ધાગાનું ઓશીકું બનાવતી. કેવી ગઝગઝાટ ઊંઘ આવતી !

હૃદયને કહેતા. 'અલ્યા હૃદય, મને તો ભારે ચિંતા હતી કે ગામડાંની છોકરી, કોણ જાણે, અહીં તેનુ શુ થશે ! ક્યાં શૌચ જશે ! તેની લાજ મરજાદાનુ શું થશે ? લોકો નિંદા કરશે, અને બિચારી લાજી મરશે ! પણ આ તો નવુજ નીકળ્યુ. કોણ જાણે શું કરે છે તેની ખબરજ પડે નહિ. મેં પણ બહાર જતાં જોઈ નથી !' સાંભળીને મને કંઇ કંઇ થઈ જતું. વ્યાકુળ થઈને જગદ્‌બાને પ્રાર્થના કરતી. 'હે મા, મારી લાજ રાખજો !' માએ પણ મને જાણે બરાબર સાચવી. આટલાં વર્ષો રહી છતાં કોઇને જાણ થઈ નથી. લોકો મને ભગવતી કહે છે, હું પણ વિચારું છું કે કદાચ તેમ હોય. નહિ તો મારા જીવનમાં ઘણું અદ્‌ભૂત બન્યું. આ ગોલાપ, યોગીન બધાં જાણે છે. જો વિચારું કે આમ થાય, ફલાણું ખાવું છે, તો ભગવાન કોણ જાણે ક્યાંથી પાર પાડે ! આહા ! દક્ષિણેશ્વરમાં તો કેવા દિવસો ગાળ્યા છે, બેટા !

ઠાકુર કીર્તન કરતા, હું કલાકોના કલાક સાંભળતી. ટટ્ટર-ખાનાની પડદીમાંથી બહાર જોઇને પ્રણામ કરતી. કેવા આનંદ વ્યાપી જતો ! રાત દિવસ લોકો આવજા કરતા, ભગવાનની વાતો નિરંતર થયાં કરતી. આહા ! તે વખતે વિષ્ણુ નામના એક છોકરાએ સંસારના ભયથી આપઘાત કર્યો. તે વિશે કોઇએ ઠાકુરને પૂછ્યું:

'એને આત્મહત્યાનું પાપ ના લાગ્યું?' ઠાકુર કહ્યું: 'એણે તો ભગવાનને માટે દેહનો ત્યાગ કર્યો, એમાં વળી પાપ કેવું? પણ એ વાત વિષે કોઈને કહેવું નહિ, કારણ કે બધાં મૂળ ભાવ સમજતાં નથી.'

મન તો છે મસ્તાના હાથી જેવું, બેટા! હવાની સાથે દોટ મૂકે છે. તેથી સદસતનો વિચાર કરીને બધું જોવું જોઈએ, ભગવાનનો માર્ગ જેવો તેવો નથી. દક્ષિણેશ્વરમાં રાતે કોણ જાણે કોણ વાંસળી વગાડતું, સાંભળીને મન આકુળવ્યાકુળ થઈ જતું. મનમાં થતું જાણે સાક્ષાત ભગવાન વાંસળી વગાડી રહ્યા હશે. તરતજ સમાધિ થઈ જતી. અને બેલુડમાં પણ સ્થાન કેવું શાંત, ધ્યાન ચાલુજ રહેતું. તેથીજ નરેન્દ્રે ત્યાં સ્થાનક બનાવવાની ઈચ્છા કરી હતી જેવી ઠાકુરની ઈચ્છા!"

## [ ૭ ]

**શા**રદાદેવી જેટલા વર્ષો દક્ષિણેશ્વરમાં રહ્યાં તેમાંનો મોટો ભાગ તેમણે ટંકારખાનાવાળા મકાનમાં ગાળ્યો હતો. આ મકાનને બે માળ હતા. ઉપરના ભાગમાં ચન્દ્રાદેવી છેલ્લાં ત્યાં સુધી પડી રહ્યાં, અને નીચેના ભાગમાં શારદાદેવી રહેતાં. શારદાદેવી લજ્જાશીલ હતાં, તેથી ચારે બાજુનો વરંડાનો ખુલ્લો ભાગ વાંસની ચીપોથી જડી લેવામાં આવેલો. આ એકજ ઓરડો કોઠાર તરીકે તેમજ રસોડા તરીકે વાપરવામાં આવતો. આથી જ્યારે રાતે સૂઈ જતાં ત્યારે શાકભાજી, ચોખા, દાળ વગેરે સામાન પોતાની આસપાસ રાખીને સૂતાં. ઉપર શીકામાં રામકૃષ્ણને માટે ખાવાનો ખોરાક રાખતાં. ઓરડો એટલો બધો નીચો હતો કે બારણાની બારસાખે તેમનું માથું અથડાતું. રામકૃષ્ણને આ બધી અગવડોનો સંપૂર્ણ ખ્યાલ હતો, પરંતુ મથુરબાબુના મૃત્યુ પછી કોઈ કહ્યા વિના આવી બધી મુશ્કેલીઓને આપમેળે સમજી જાય એવું હતું નહિ.

શારદાદેવીના સ્વભાવ પ્રમાણે પોતે પરોઢિયે લગભગ ત્રણ વાગે દરરોજ ઊઠતાં. સહેજસાજ પ્રકાશ થતાં પહેલાં તો પોતે ગંગામાં સ્નાન કરી પરવારીને ઘરમાં પેસી જતાં, ત્યાર પછી ભાગ્યેજ તેઓ બહાર નીકળતાં. પરંતુ રામકૃષ્ણને ખબર હતી કે જો શારદાદેવીનું જીવન આમને આમ જશે તો ભવિષ્યમાં રોગાપન્ન થશે. પરમહંસદેવનાં કીર્તન, નૃત્ય વગેરે જોવા માટે શારદાદેવી કલાકોના કલાક ઊભાં રહેતાં, તેને પરિણામે તેમના પગમાં વા થયેલો. આથી રામકૃષ્ણે તેમને કહેલું કે બપોરને વખતે જ્યારે કોઈની અવરજવર ન હોય ત્યારે તેમણે બહાર ફરવું ફરવું. રામકૃષ્ણ પોતે તે વિષે દરરોજ નપાસ રાખતા.

થોડો વખત વીત્યા બાદ ઈ. સ. ૧૮૭૪મા પરમહંસદેવના કેટલાક ભક્તજનોએ શારદાદેવીને માટે એક ઝૂંપડી બંધાવી આપી. શારદાદેવી રાંધવાનું ત્યાં રાખતા અને રામકૃષ્ણને માટે ખાવાનું લઈ જતાં.

રામકૃષ્ણને લગભગ એકાદ વર્ષ પછી આમાશયનો રોગ થયો. તેમની પરિચર્યા કરવા માટે શારદાદેવી વળી પાછાં નજીકમાં ઠાકોરખાનામાં રહેવા ગયાં. તેમનું પેટ એવું નાજુક હતુ કે ખોરાકની બાબતમાં સહેજ અનિયમિતતા કે અવ્યવસ્થા થતાં તરતજ તેની અસર તેમના શરીર પર થતી. તેથી કરીને આહારની બાબતમાં બહુ કાળજી રાખવી પડતી. આ જાતની કાળજી શારદાદેવી બરાબર રાખી શકતાં. તેમની ગેરહાજરીમાં તેમનું શરીર અસ્વસ્થ થઈ જતુ તેથી તરતજ શારદાદેવીને બોલાવી લેતા. શરૂઆતમાં તેમને માત્ર રામકૃષ્ણને તેમજ ચંદ્રાદેવીને માટે રાંધવું પડતું. ચંદ્રાદેવીનો બોલ શારદાદેવી પડ્યો ઝીલી લેતાં. કોઈવાર એટલી બધી ઉતાવળ કરતાં કે વાગવાની બીકથી યોગેનમા તેમને રોકતાં. પરંતુ શારદાદેવી જણાવતાં. "વાગે તોય શું. એ તો મારાં ગુરુજન ગણાય, વળી મારાં સાસુ. બચપણમાં તેમને સહેજ પણ ઓછું આવે એમ કેમ બને?"

પરંતુ જેમ જેમ શિષ્યમંડળ વધવા લાગ્યું તેમ તેમ શારદાદેવીને માથે જવાબદારી પણ વધતી ચાલી. બધાને અનુકૂળ છતાં કેટલાકને મનગમતો ખોરાક કરવો પડતો. તે વખતનું વર્ણન કરતાં પોતે જણાવે છે "કોઈ કોઈ વાર એકલી પડી જતી. બાગ સાસુ તો હતાંજ. વચ્ચે વચ્ચે ગોલાપ, ગૌરદાસી આવતાં. નાનકડી જગ્યા, તેમાં રાંધવાનું, રહેવાનું, ખાવાનું ઠાકુરને માટે પણ ત્યાંજ રંધાતું, કારણકે પેટને લીધે કાલીનો ભોગ ખાઈ શકતા નહિ. વળી બીજા ભક્તો આવે તેમને માટે પણ રાંધવાનું. રાતદિવસ રાંધવાનું જાણે ચાલતું. કોઈ ભક્ત આવીને કહે આજે તો અમુક ખાઈશ, કોઈ વળી કહે અમુક ખાઈશ. ત્રણ ચાર શેર આટો બંધાતો. રાખાલને માટે ઘણે ભાગે ખીચડી થતી. સુરેન મિત્ર પ્રત્યેક માસ ભક્તોની સેવાને માટે દશ રૂપિયા આપતા. વૃદ્ધ ગોપાલ ખરીદી કરી લાવતો. બીજી બાજુ નાચ, ગાન, કીર્તન, ભાવ, સમાધિ રાતદિવસ ચાલતાં. સામે વાંસની ચીપોનો વંડો નાખેલો હતો. તેમાં કાણાં પાડીને બધું જોતી. તેથીજ ઊભાં ઊભાં રહેવાથી પગમાં વા થયો."

આમાશયની બીકથી રામકૃષ્ણ એના સચેત રહેતા કે સહેજ પણ ખોરાકમાં સુધારો વધારો થાય કે બાળકની માફક ભડકતા. પરંતુ શારદાદેવી ખૂબ પ્રેમ તથા કુશળતાથી બાળકની માફક ટોકી ટોકીને તેમને ખવડાવતાં. તે વખતનો એક રમુજી પ્રસંગ શારદાદેવીની ચાલાકી બતાવે છે. રામકૃષ્ણ તે વેળા માંદા હતા. "ઠાકુરના મંદવાડ વખતે કુમારકુવિના ગંગાપ્રસાદ સેનને બોલાવ્યા. વૈદ્યે પાણી પાવાની મના કરી. ઠાકુર બધાંને પૂછવા લાગ્યા 'હે અમ્મા, પાણી પીધા વિના ચાલે!' જેને જુએ તેને, પછી ભલે ને તે નાનો છોકરો હોય, તોય પૂછતા 'હે અસાભાઈ, પાણી વગર રહેવાય?' મને પૂછ્યું 'રહી શકાશે?' મેં કહ્યું 'જરૂર' 'જો જો હો' દાડમના દાણામાંથી પણ પાણી કાઢી લેજો, થઈ શકશે ને?' મેં કહ્યું 'જેમ કાલી માતા

કરાવશે તેમ કરીશું.' ભેવટે મન સ્થિર કરીને રજા પાધી. રોજ શરૂઆતમાં ત્રણ ચાર શેર અને પછી પાચ ૭ શેર દૂધ આપતી ગોવાળ મને રોજ વધારે દૂધ દઈ જતો. કહેતો કે કાલીના મંદિરમાં આપવાથી બધા પોતપોતાને ઘેર લઈ જશે અને ગમે તેને ખવરાવી દેશે, તેના કરતા અહીં તો ઠાકુરને મોઢે જશે તેથી પાચ ૮ શેર દૂધ થતુ દૂધને ખૂબ ઉકાળી ઉકાળીને એક શેર કે દોઢ શેર રહેવા દેતી. મને પૂછતા 'દૂધ કેટલુ છે?' હુ કહેતી. 'કટલુ વળી, એક શેર... કે પાચ પાવ હશે' ત્યારે કહેતા 'ના, ના, આટલી બધી ઘટ ભરાઈ ક્યાથી?' એકવાર ગોલાપને પૂછ્યુ 'હે અરે, દૂધ કેટલું હતો!' ગોલાપે ખરુ કહી દીધુ

'હે, એટલુ બધુ દૂધ! તેથીજ મને પેટનુ દરદ થાય છે. બોલાવો એને, બોલાવો' હુ ગઈ. મને પૂછ્યુ 'કેટલુ દૂધ?' મેં કહ્યુ 'પાચ પાવ આશરે.' 'પણ ગોલાપ તો આટલુ બધુ જણાવે છે?' 'ગોલાપ ક્યાંથી જાણે? અહીંનુ માપ ગોલાપ શી રીતે સમજે?'

વળી એક વાર ગોલાપને પૂછ્યુ ગોલાપે કહ્યુ 'અહીંની એક વાડકી અને કાલી મંદિરની એક વાડકી' 'હે, પૂછો તો, બોલાવો એને?' જતાજ મને પૂછ્યુ. 'વાડકીમા કેટલા છટાક, કેટલા પાવ દૂધ માય છે?' મે કહ્યુ 'કેટલા છટાક, કેટલા પાવ, તેની મને ખબર નથી. દૂધ ખાવુ, તેમા વળી આવી શી ધમાલ?' ત્યારે કહ્યુ: 'આટલુ તો પચતુ હશે? તેથીજ પેટની ધમાલ વધશે.' ખરેખર તે દિવસે પેટમા દરદ વધ્યુ મે પૂછ્યુ 'કેવો દસ્ત થાય છે?' કહ્યુ: 'ધોળો ચીકણો, સવેજસાંજ. પંદર વાર જવુ પડ્યુ. તમારા બધાની આવી સેવા માટે ન પાલવે' તે દિવસે સાંજે કાંઈ ખાધુ નહિ. ગોલાપે કહ્યુ. 'મા, તમારે મને કહેવુ જોઈતુ'તુ. મને શી ખબર? ખાવાનુ બગડ્યું' મેં કહ્યુ 'ખાવાની બાબતમા એમ કરવામાં દોષ ના ગણાય. આ પ્રમાણેજ તેમને ભોળવીને દરરોજ ખવરાવુ છુ.' બધુજ મનનુ કારણ છે, પાછળથી શરીર કેવુ થઈ ગયુ!'

એક વાર પાનિહાટીનો મહોત્સવ જોવા કેટલાંક સ્ત્રી ભક્તો જવાનાં હતાં. રામકૃષ્ણને તે વિષે ખબર પડવાથી તેમણે શારદાદેવીને જવું હોય તો તે વિષે પૂછાવરાવ્યું. શારદાદેવીએ રામકૃષ્ણે કહેલો સંદેશો બરાબર સાંભળીને કહ્યુંઃ "ઘણાં જણ જાય છે. ત્યાં પણ ખૂબ ભીડ થવાની. મને એ બધું ફાવશે નહિ." તેમનો આ નહિ જવા વિષેનો સંકલ્પ વિચારતાં રામકૃષ્ણે કહ્યુંઃ "આટઆટલી ભીડ, અને તેમાં વળી મારી ભાવ સમાધિ થાય એટલે બધાં મારી નસ્ફ નાકી રહે. તેમણે આવવાની ના કહી તે ઠીક કર્યું. બન્નેને સાથે જોઈને લોકો કહેતઃ 'હંસ હંસી આવ્યાં!' એ ખરેખર બુદ્ધિમની છે." શારદાદેવીએ પાછળથી તેનો ખુલાસો કરતાં જણાવ્યું હતુંઃ "સવારે તેમણે મને જે ભાવે જે શબ્દોમાં કહેવરાવ્યું હતું તે ઉપરથી સમજી ગયેલી કે તેમણે મન ખોલીને કહેવરાવ્યું નથી. જો મારે જવાનુંજ હોત તો કહેવરાવતઃ 'જરૂર જશે.' પરંતુ તેમણે તેમ ના કરતાં જવા–ન–જવાની જવાબદારી મારે માથે મૂકી, તેજ સૂચવે છે કે જવાનો સંકલ્પ છોડી દેવો એ ઈચ્છનીય છે."

એક વાર લક્ષ્મીનારાયણ નામે રામકૃષ્ણનો એક મારવાડી ભક્ત દશ હજાર રૂપિયા આપવાની ઈચ્છાથી આવ્યો. તે સાંભળીને રામકૃષ્ણના હૃદયમાં જાણે કે વજ્રાઘાત થયો. તેમણે માતાને કહ્યુંઃ "હે મા! આટઆટલા દિવસો પછી વળી પાછું પ્રલોભન!" તે વખતે શારદાદેવીનો અભિપ્રાય જાણવા માટે તેમને બોલાવ્યાં. કહ્યુંઃ "જુઓ, રૂપિયા આપવા આ ભક્ત આવ્યો છે. મેં કહ્યું કે હું તો નહિ લઉં, તેથી તમારે નામે આપવા ઈચ્છે છે. તો શું કરવું?" સાંભળીને શારદાદેવીએ કહ્યુંઃ "એમ તો કેમ બને? પૈસા તો લેવાયજ નહિ. હું લઉં હોય અને તો તમારાજને; કારણ કે તમારે માટે સેવા ચાકરીમાંજ તે વપરાવાના. પરિણામે તમેજ તે લીધા તેમ થયું. તમને લોકો ત્યાગને માટે પૂજે છે; ભજે છે. માટે લઈ નહિ શકાય." શારદાદેવીની તીક્ષ્ણ બુદ્ધિ, નિર્લોભ વૃત્તિ અને મનોભાવને પારખવાની તત્પર શક્તિ જોઈને રામકૃષ્ણ ખુશ થયા.

# [૮]

ઘણા વર્ષો પછી એક વાર દેવવ્રત મહારાજના દેહ ત્યાગ પહેલા શારદાનંદ મહારાજે 'ઉદ્‌બોધન' વાળા મકાનમા ભૂત જોયું હતું તે વિષે વાત નીકળી બધાએ એ વાત શારદામાતાને જણાવી. તે વખતે તેમણે દક્ષિણેશ્વરમા પરમહંસદેવની બાબતમા અનુભવેલો દાખલો સભળાવ્યો એક વાર રામકૃષ્ણ રાખાલને લઇને વેણીપાલના બાગમા ગયા હતા બાગની આસપાસ ફરતા હતા એટલામા ભૂતે આવીને કહ્યું "તુ અહીં કેમ આવ્યો છુ, અમે તો બળી મર્યા અમારાથી તારી હાજરી સહન થતી નથી, માટે ચાલ્યો જા, ઝટ જા" રામકૃષ્ણને તો આ વિષે કાઈ ખબરજ નહોતી! તેમની પવિત્ર હાજરી અને તેમનુ સાધનાનુ બળ કેવી રીતે સહેવાય? ખાઈ-પીને પરવારીને રાખાલને ગાડી લઈ આવવા જણાવ્યુ પણ એટલી રાત્રે ગાડી ક્યાથી મળે? ઠાકુરે કહ્યુ "મળી આવશે, જુઓ તો ખરા" અને ગાડી મળી આવી ગાડીનો અવાજ થયો એટલે શારદાદેવીએ જાણ્યુ કે રામકૃષ્ણ ક્યાંકથી આવે છે બન્નેને વાતો કરતા સાભળીને નિશ્ચય થયો કે એ તો એજ આટલી રાતે ખાવાનુ માગશે તો શુ આપીશ તેની ચિંતા કરવા લાગ્યા તે દિવસે આવવાના નથી જાણીને તેમણે કાઈ રાખેલુ નહિ મંદિરના દરવાજા બંધ થઇ ગયા હતા રાતનો એક વાગ્યો હતો કોણ જાણે કેવી રીતે બારણુ ખુલી ગયા? શારદાદેવીએ ચાકરડીને કહ્યુ "હવે શુ થશે?" ઠાકુર સાભળી ગયા, એટલે તેમના ઓરડામા જઇને બોલ્યા "તમે ગભરાશો નહિ, અમે તો પરવારીને આવ્યા છીએ" પાછળથી જ્યારે રાખાલે ભૂતની વાત કાઢી ત્યારે તે બોલ્યા હતા "અરે, તે વખતે બોલ્યો નહિ તે ઠીક કર્યુ, નહિ તો મારા દાત બીડાઈ જાત વાત સાભળીને મને અત્યાર પણ ભય લાગે છે"

એક વાર શારદાદેવીએ મલીને માટે રંગન અને જૂઇના ફુલની

સાત સેરની માળા ગૂથેલી સાજે ગૂથીને પત્થરના વાડકામા પાણી ભરીને મૂકી કે તરતજ તેની કળીઓ ખીલી ઊઠી. માતાજીને પહેરાવવા મોકલાવી રામકૃષ્ણ જ્યારે દર્શને ગયા ત્યારે સુદર માળા જોઇને ભાવમા તરબોળ બની ગયા વારવાર બોલવા લાગ્યા કે કેવી સુદર લાગે છે, કોણે બનાવી હશે ? ખબર પડતાની સાથે શારદા- દેવીને દર્શન કરવા બોલાવ્યા અને કહ્યુ "જુઓ તો, માનુ કેવુ રૂપ મઘમઘી ઊઠયુ છે!"

દક્ષિણેશ્વરના રહેઠાણના ગાળામા શારદાદેવીને અવારનવાર કામારપુકુર અને જયરામબાટી જવાનુ થતુ પરતુ તે અરસામા તેમના કુટુબના બનાવો સિવાય બીજો કોઈ નોધવા લાયક પ્રસગ બન્યો નથી શારદાદેવીના માતા શ્યામસુદરીદેવીએ એક વાર જગદ્ધાત્રીની પૂજાનો સમારભ કરેલો પાછળથી શારદાદેવીએ તે પ્રથા જાળવી રાખેલી અને તે દર વર્ષે તે સમયે પોતે હાજર થતા આ પ્રમાણે દક્ષિણેશ્વરથી આવવા જવાના પ્રસગોમા એક મહત્વનો બનાવ બની ગયો એક તો બધાયને પાલવી શકે તેવા વાહનોનો અભાવ, અને બીજુ પૂરતી આર્થિક સગવડ નહિ, એવા ઘણા કારણોને લઇને શારદાદેવી જયરામબાટીથી કામારપુકુર કે દક્ષિણેશ્વર પગપાળા આવતા જતા વચમા ચાર પાચ કોશના વિસ્તારમા તેલોભેલો અને કૈકલાનુ જગલ આવતુ એમા નરઘાતક ડાકુઓ વસતા જગલના મધ્ય ભાગમા હજુ પણ એક ભીષણ કાલીની મૂર્તિ છે આ કાલીની પૂજા ડાકુઓ નરરક્તથી કરતા. આથી કરીને એ જગલમાથી પસાર થતી વખતે માણસો મોટા ટોળામા ન હોય તો જવાનુ સાહસ કરી શકતા નહિ

એકવાર રામકૃષ્ણના ભત્રીજો અને ભત્રીજી અને બીજા કેટલાક સ્ત્રીપુરષોની સાથે શારદાદેવી કામારપુકુરથી દક્ષિણેશ્વર આવવા નીકળ્યા આરામબાગ પહોચ્યા પછી ત્યાથી પેલા બે જગલો પસાર કરવાને

માટે હજુ પૂરતો દિવસ બાકી છે એમ માનીને બધાંએ આગળ વધવાનો નિશ્ચય કર્યો. થાક લાગેલો હોવા છતાં શારદાદેવી કાંઈ પણ બોલ્યા વિના આગળ ચાલવા લાગ્યાં. પાછળ પડી જતાં તો બધાં ઘડીભર રોકાતાં અને આવી જાય એટલે પાછાં ચાલતાં. પણ બધાં અંદરોઅંદર કહેવા લાગ્યાં કે આમ ચાલીશું તો પાર નહિ આવે અને રસ્તામાંજ રાત પડી જશે! પોતાને માટે બધાંને ખોટી કરવાં એ ઠીક નહિ લાગવાથી શારદાદેવીએ કહ્યું: "તમે બધાં તારકેશ્વરમાં આરામ લો અને હું હમણાં બને તેટલી ઝડપથી આવીને તમને મળું છું." સંમતિ મળવાથી તેમના સાથીદારોએ તો પગ ઉપાડયા અને જોતજોતામાં અદશ્ય થઇ ગયા. ખૂબ થાકી ગયાં હોવા છતાંય શારદાદેવી જોરથી ચાલવા લાગ્યા, પણ હવે તો થાક્યાના ગાઉ, એટલે જંગલમાં જેવાં પેઠાં ત્યા તો અંધારું પડી ગઈ. મનમાંને મનમાં શારદાદેવી ઝડપથી પહોંચવાનુ કરે છે, ત્યાં સામેથી કોઈ લાંબો પહોળો ભયંકર કાળો માણસ ખભે ડાંગ લઇને આવતો જણાયો. તેમની પાછળથી પણ કોઈક આવતુ લાગ્યું. પોતે એકદમ ચેતી ગયાં અને બુદ્ધિ સ્થિર રાખીને હતાં ત્યાંને ત્યાં ઊભાં રહ્યાં. થોડી વારમાંજ પેલો ડાકુ આવી પહોંચ્યો અને પૂછવા લાગ્યો: "આવે વખતે ત્યાં ઊભેલું કોણ છે?" શારદાદેવીએ કહ્યું. "બાબા, મારાં સાથીદારો મને મૂકીને આગળ નીકળી ગયાં છે; હુંય પણ માર્ગ ભૂલી ગઈ છું એમ જણાય છે. માટે મને તેમની સાથે જરા પહોંચાડી આવો તો બહુ સારૂં. તમારા જમાઈ દક્ષિણેશ્વરમાં રાણી રાસમણિના કાલીમંદિરમાં રહે છે. મારે ત્યાંજ જવું છે. જો તમે મને ત્યાં લગી લઇ જાઓ તો તમારૂં તે ઘણુંજ સ્વાગત કરશે." એટલું બોલતાંમાં તો પાછળથી એક સ્ત્રી આવી પહોંચી. એ પેલા પુરુષની પત્ની હતી. તેમે જોઈને શારદાદેવી તેનો હાથ પકડીને બોલી ઊઠયાં: "મા, હું તમારી દીકરી શારદા છું. બધાં છોડી જવાથી વચમાં અટવાઉં છું. ઠીક થયું કે તમે આવી પહોંચ્યાં, નહિ તો મારું શું થાત?"

શારદાદેવીનો આવો સંકોચ વગરનો સરળ વ્યવહાર, એકાંત વિશ્વાસ અને મીઠી વાણીથી પેલાં જંગલી તો ખુશ થઈ ગયાં. પોતાની જાતિનો ભેદ ભૂલી જઈને તેમને તેમણે પોતાનાંજ માન્યાં અને આશ્વાસન આપવા લાગ્યાં. થાકેલા છે એમ જાણીને શારદાદેવીને તેમણે આગળ વધવા ના દીધાં અને પાસેના ગામની એક દુકાને લઈ ગયા. પેલી સ્ત્રીએ તેમને સુવા માટે પોતાનું કાપડ આપ્યુ અને પુરુષે મમરા લાવી આપ્યા. આ પ્રમાણે જાણે કે તેઓ ખરેખરાં શારદાદેવીનાં માતાપિતા હોય તેમ જતન કરવા લાગ્યા, અને રાત્રે બરાબર સુવાડીને સવાર પડતા તારકેશ્વરને રસ્તે નીકળી પડયા. ત્યા પહોંચીને એક દુકાનમાં શારદાદેવીને આરામ કરવા મૂકીને કાંઈક ખાવાકરવાનુ લેવા ગયા. એટલામાં તેમનાં સાથીદારો તેમને શોધતાં શોધતાં આવી પહોંચ્યાં. બધાય તેમની વાત સાંભળીને આશ્ચર્યમાં ગરકાવ થઈ ગયાં. છૂટાં પડતી વખતે શારદાદેવીએ 'ડાકાતબાબા' અને 'ડાકાત મા' ના રજા લીધી. બન્નેની આંખોમાં ઝળઝળીયાં આવી ગયાં, શારદાદેવી પણ રડી પડયાં. માતાપિતાથી કન્યા વિખૂટી પડતી હોય અને જેવું કરૂણ દૃશ્ય થઈ રહે, તેવું દૃશ્ય તે હતું! ત્યાર પછી પણ તે ડાકુ દક્ષિણેશ્વર શારદાદેવીના સમાચાર પૂછવા જતો અને રામકૃષ્ણે તે વાત સાંભળેલી તેથી પોતે પણ જાણે તેના જમાઈ હોય તેવો વરતાવ કરતા.

આ પ્રમાણે દક્ષિણેશ્વરમાં રામકૃષ્ણ અને શારદાદેવીના સહજીવનનો ગાળો પૂરો થવા આવે છે. પોતાના પતિ,, ગુરુ અને દેવ સમા રામકૃષ્ણની સેવામાં, નિરંતર પરિચર્યામા, જે તેમના દિવસો આનંદમાં પસાર થતા હતા તે ઉપર પણ જાણે કે પડદો પડે છે અને ઇ. સ. ૧૮૮૫ માં પરમહંસદેવના ગળામાં કર્કરોગ (કૅન્સર) થવાથી તેમને કલકત્તા ખસેડવા પડે છે.

[ ૯ ]

દક્ષિણેશ્વરમાં હવે શારદાદેવી, યોગેનમા, ગોલાપમા તેમજ બીજાં થોડાં રહે છે. એક વાર વાતવાતમાં ગોલાપમાએ યોગેનમાને કહ્યું: "જોયું કે યોગેન, ઠાકુર કદાચ માના ઉપર ચીડાઇને કલકત્તા જતા રહ્યા." આ હકીકત યોગેને શારદાદેવીને જણાવી. શારદાદેવી ખુબ દુઃખિત થતાં ગાડી કરીને કલકત્તા ગયાં અને ઠાકુરની પાસે જઇને રડી પડયાં. "તમે મારા ઉપર ચીડાઇને આવતા રહ્યા છો ?" ઠાકુર એ સાંભળીને આશ્ચર્ય પામ્યા. તેમણે કહ્યું: "અરે, તમને એવી વાત વળી કોણે કરી ? ' માએ ખરી વાત જણાવી. ઠાકુર ગુસ્સે થઇને બોલી ઉઠયા "એમ કહીને તમને રડાવ્યાં ? એને શી ખબર કે તમે કોણ છો ? કયા છે એ ? આવવા દો એને." શારદાદેવી શાંત ચિત્તે દક્ષિણેશ્વર પાછાં ફર્યાં. પાછળથી જ્યારે ગોલાપમા ઠાકુરની તપાસ કરવા ગયાં ત્યારે તેમને ઠાકુરે ખૂબ ધમકાવ્યાં: "તેં શા માટે એમને રડાવ્યાં ? તું જાણે છે એ કોણ છે ? હમણાંજ જઇને તેમની માફી માગી આવ." ગોલાપમા તરતજ ચાલતાં ચાલતાં દક્ષિણેશ્વર ગયાં અને મા શારદાદેવીની પાસે જઇને રડતાં કહેવા લાગ્યાં: "મા, મેં ભૂલ કરી છે, મને ક્ષમા આપો." શારદાદેવીએ ગોલાપમાને બાથમાં લીધાં અને તેમની પીઠ થાબડીને શાંત કર્યાં.

થોડા સમય પછી શારદાદેવીને સમાચાર મળ્યા કે ઠાકુરની માંદવાડમાં શુશ્રૂષા કરી શકે તેવુ કોઈ યોગ્ય પાત્ર નથી. તે વખતે ઠાકુરને શ્યામપુકુરમાં રાખવામાં આવ્યા હતા. સાંભળતાંના સાથેજ પોતે ત્યાં જઈને રહેવા લાગ્યાં. ત્યાં જે ઘર મળેલું તેમાં માત્ર એકજ ન્હાવાનો ઓરડો હતો, તેથી શારદામાતા સવારે વહેલાં ઊઠીને દક્ષિણેશ્વરની માફક પરવાલી લેતાં. ખાવાનું થઈ જાય એટલે લાટુ મહારાજ કે મોટા ગોપાલ સાથે સમાચાર કહેવરાવતાં અને

સજોગાસાર બની શકે તો પોતે અથવા બીજા શિષ્યોની સાથે ભોજનની વ્યવસ્થા કરતા બધા જમી રહે પછી પોતે જમતા, અને બપોરે સહેજ આરામ લેતા રાતે મોડા પરવારી શકતા અને બધા ઊંઘી જાય પછી સૂતા તેમની દિનચર્યા એટલી શાંત હતી કે તેમની હાજરીની ઘણાયને ખબર નહોતી

ઘણા પ્રયત્નો કરવા છતા ઠાકુરની સ્થિતિમા કાઈ ફેરફાર પડતો નથી એમ જોઇને શારદાદેવી ખૂબ ચિંતામગ્ન રહેતા તે વખતની પોતાની સ્થિતિ વર્ણવતા તેઓ કહે છે "દેહ ધારણ કરવામા કેટલા કષ્ટ ! કોઈ કોઈ વાર ગળામાથી કે નાકમાથી જે કાઈ પીવરાવતા તે નીકળી જતુ તે જોતા ઘણુ દુખ થતુ અસહ્ય કષ્ટ ! મે વિચાર્યું કે તારકેશ્વર જઇને હત્યા આપુ (એટલે ખાવા પીધા વિના જ્યા સુધી ઈષ્ટ પ્રસન્ન ના થાય ત્યા સુધી પડ્યા રહેવુ) ત્યા ગઈ એમ દિવસ ગયો બીજો ગયો પણ કાઈ નહિ રાત્રે એક પ્રકારનો અવાજ સાભળીને ચમકી ગઈ જાણે કે કોઈ કુંભાર ઘડા ભાગી રહ્યુ છે ઊંઘમાથી ઉઠી કે મારા મનમા એવો ભાવ ઉત્પન્ન થયો કે કોણ કોનુ સ્વામી છે ? આ સસારમા કોણ કોનુ છે ? કોને માટે હુ પ્રાણની હત્યા દેવા બેઠી છુ ? બધી માયા ત્યજીને જાણે કે વૈરાગ્ય પ્રગટ્યો ! ઊઠીને અધારામા ને અધારામા અથડાતી મદિરની પાછળ જ્યા કુડ હતો ત્યા ગઈ અને ચોખ્ખુ પાણી લઇને આખે મોઢે લગાડ્યુ, થોડુ પીધુ પણ ત્યારે જરા પ્રાણમા પ્રાણ આવ્યો બીજે દિવસે ઠાકુરની પાસે ગઈ મને જોતાજ ઠાકુર બોલ્યા 'કેમ રે, કાઈ બન્યુ ? કાઈજ નહિને ?' ઠાકુરે પણ સ્વપ્ન જોયુ હતુ દવા લાવવા હાથી ગયો, દવાને માટ હાથી જાણે કે માટી ખોદી રહ્યો છે મે પણ જે સ્વપ્ન જોયુ હતુ તે કહ્યુ કાલી મા જાણે કે ગળુ નમાવીને ઊભા છે મે કહ્યુ 'મા, કેમ આમ કરો છો ?' કાલીએ કહ્યુ 'એને પણ થયુ છે ને તેથી મને પણ થયુ છે' ઠાકુરે કેવટે કહ્યુ 'તમારે બધાને માટે મે ભોગવી લીધુ'"

શ્યામપુકુરથી ઠાકુરને કાશીપુરમાં લઈ જવામાં આવ્યા. ત્યાં એકવાર શારદાદેવી દૂધનો વાડકો લઈને જેવાં સીડી ચડવા ગયાં કે તરતજ માથામાં કાંઈક થઈ જવાથી પડી ગયાં. દૂધ પણ ઢળી ગયું અને પગમાં હાડકું ખસી ગયું. તે વખતે નરેન્દ્ર, બાબુરામ વગેરે ભક્તો આવી ચડયા અને શારદાદેવીને પકડી લીધાં. પછીથી પગ ફૂલી ગયો. ઠાકુરે બાબુરામને જણાવ્યું: "કેમ બાબુરામ, હવે ખાવા પીવાનું શું થશે? મને કોણ ખવરાવશે?" તે વખતે પોતે માત્ર મગ ખાતા, મગ તૈયાર કરીને શારદાદેવી ખવરાવી આવતાં. તે વખતે શારદાદેવી નાકમાં નથ પહેરતાં. ઠાકુર તે દિવસે ઠાવકા થઇને નાક દેખાડીને અભિનય કરતા બોલ્યા: "અલ્યા બાબુરામ, પેલાં એમને જરા ઝોળી કરીને ઊંચકી લાવી શકીશ!" આ સાંભળીને નરેન્દ્ર અને બાબુરામ પેટફાટ હસી પડયા. છેવટના મંદવાડમાં પણ તેમનો રમુજી સ્વભાવ ગયો નહોતો!

તેમના કેટલાક ભક્તો કાલીની પૂજા કરવા માટે દક્ષિણેશ્વરમાં સામાન લઈ ગયા. તેમને ખબર પડી કે ઠાકુરને છેવટનો ગંભીર મંદવાડ છે, તેથી કાશીપુરમાં જઇને ઠાકુરને તે ભોગ ધરાવ્યો. રાતે શારદાદેવીને પાસે બોલાવીને રામકૃષ્ણે કહ્યું: "જુઓ, હવે ઘેર ઘેર મારી પૂજા થશે. પછી બધાં આનેજ (પોતાનું શરીર બતાવીને) માનશે. તમારે કાંઈ ચિંતા કરવી નહિ."

આ પ્રમાણે દિવસો ઉપર દિવસો પસાર થવા લાગ્યા. અંતે ઇ. સ. ૧૮૮૬ના ઑગસ્ટ માસની ૧૬મી તારીખે, સોમવારે, પરમહંસ શ્રી રામકૃષ્ણે દેહ છોડ્યો.

ત્યાર પછી શારદાદેવી ઘરેણાં વગેરે કાઢવા મંડ્યાં. જેવાં બંગડીઓ કાઢવા જાય છે તેવું તરતજ દશ્ય દેખાયું. રામકૃષ્ણ જાણે આવીને તેમને કહેવા લાગ્યા: "આ શું કરો છો? હું ક્યાંય ગયો નથી. માત્ર આ ઓરડામાંથી પેલામાંજ ગયો છું!"*

* આ દશ્યને વિષે શ્રી રામાનંદ ચટ્ટોપાધ્યાયે પોતાના એક નિકટના માણસને પૂછાવીને ખાત્રી કરાવી હતી.

## (ઉત્તરાર્ધ: ૧૮૮૬–૧૯૨૦)

## [૧]

પરમહંસદેવ શ્રીરામકૃષ્ણના દેહત્યાગ પછી શારદાદેવીનું માતૃત્વ યથાર્થભાવે પ્રગટે છે. તેમના જીવનના વર્ષોની દૃષ્ટિથી પણ પૂર્વ ભાગ અને ઉત્તર ભાગના વચગાળે રામકૃષ્ણ દેહ છોડે છે. તેમની કઠિન અવસ્થામાં એક વાર શારદાદેવીના માતા શ્યામસુંદરી દેવી દુઃખિત થતા હતા કે એના પાગલ જમાઈની સાથે શારદાના લગ્ન કર્યાં કે તેણે સંસાર પણ ના માણ્યો, જેને છૈયાંછોકરાં પણ ન થયાં અને બિચારી શારદાને 'મા' શબ્દ પણ સાંભળવાનો મળ્યો નહિ. ઠાકુરને એ વાતની ખબર પડવાથી તેમણે સમજાવ્યું “માસુજી, એ વિષે તમે જરાય દુઃખ કરતા નહિ. તમારી દીકરીને એટલા બધા છોકરા થશે કે 'મા' 'મા' સાંભળીને ગભરાઈ જશે.” લગ્ન વખતે જ્યારે ઘરેણાં પાછાં આપવાનો પ્રશ્ન ઉપસ્થિત થયો હતો ત્યારે બાલિકા જેવા શારદાદેવીનું મન મનાવવા રામકૃષ્ણના માતા ચંદ્રાદેવીએ પણ કહેલું કે તારે માટે ભવિષ્યમાં એ ઘણાં ઘરેણાં ઘડાવશે. જો કે ચંદ્રાદેવીએ તો તે વાત સરળ અને સાચા વાસ્તવિક અર્થમાં કરી હશે, પરંતુ આપણે તે બંને માતાઓની આતરિક અભિલાષા ફળતી જોઈએ છીએ. ષોડશીપૂજાદ્વારા પરમહંસદેવે પણ શારદાદેવીમાં જગન્માતાનું આવાહન કરેલું.

અંતે મૃત્યુના ભૌતિક વિચ્છેદ પછી રામકૃષ્ણ અને શારદાની એવા આત્મિક એકાત્મભાવમાં સંકળાયાં કે શારદાદેવી જાણે કે સાક્ષાત રામકૃષ્ણના પ્રાણપ્રતિમા સમાન સંચાલક શક્તિ હોય તેમ બધાયને લાગતું. શારદામાતામાં રહેલી માતૃત્વની વ્યાપક અને ઘેરી હૂંફમાં બધાય એકસરખી રીતે વિસામો લઈ શકતા. ગૃહસ્થી કે સંન્યાસી, ગરીબ કે ધનિક, સ્ત્રી કે પુરુષ, પતિવ્રતા કે પતિતા,

નીતિમાન કે પતિત,—બધાય એમની પાંખમાં સમાતા અને બધાયને લાગતું કે એ મારાં મા છે

રામકૃષ્ણના દેહત્યાગ પછી બલરામબાબુ શારદામાતા માટે ધોળું કાપડ પહેરવા લાવ્યા કાપડ આપવા માટે ગોલાપમાને તેમણે કહ્યું, ત્યારે ગોલાપમાએ કહ્યું "બાપરે, આ કામ તો મારાથી શે થાય!" પરંતુ ગોલાપમાએ જઈને જોયું તો માતાજી પોતાની સાડીની લાલ કિનારી ફાડતા હતા બીજે દિવસે મધ્યાહ્નકાળે ઠાકુરના અસ્થિવાળા કમરાની આગળ ભોગ ધરાવવામાં આવ્યો એક વાર સાંજે બલરામબાબુને ત્યાં માતાજીને બોલાવ્યાં ઠાકુરના અસ્થિની રીતે રીતે વ્યવસ્થા કરવી તે વિષે શિષ્યોમાં કાંઈ વિરોધ થયો હતો એ વાત સાંભળીને માતાજીએ ગોલાપમાને કહ્યું "જોયું ને ગોલાપ, આવા સોના જેવો માણસ ગયો અને હવે તેની પાછળ અસ્થિ માટે તકરાર!"

[ ૨ ]

**પ**રમહંસદેવના દેહત્યાગથી થયેલી અસરને હળવી કરવાને માતાજીએ વૃંદાવનની યાત્રા કરવાનું નક્કી કર્યું એ પ્રમાણે ઈ સ ૧૮૮૬ના ઑગસ્ટ માસમાં માતાજી, ગોલાપમા, લક્ષ્મીદિદિ, યોગિન મહારાજ, કાલી મહારાજ અને લાટુ મહારાજ વગેરેની મંડળી લઈને નીકળ્યાં વૃંદાવન જતાં રસ્તામાં કાશીમાં માતાજી સાત આઠ દિવસ રોકાયાં તે વખતે તેમણે ત્યાં **સ્વામી ભાસ્કરાનંદને** જોયા તેમને વિષેનાં સ્મરણો કહેતાં પાછળથી માતાજીએ જણાવ્યું હતું "કેવા નિર્વિકારી મહાપુરુષની માફક નગ્ન અવસ્થામાં પડ્યા હતા! અમને જોતાં પોતે બોલી ઊઠ્યા 'શંકા મત કરો માઈ, તુમ સબ જગદંબા હો, શરમ ક્યા? એ ઇન્દ્રિય કે લીયે?' શિયાળામાં તેમજ ઊનાળામાં એમજ પડ્યા રહેતા.' ત્યાર પછી જ્યારે વૃંદાવન પહોંચ્યાં ત્યારે યોગેનમા ત્યાં તેમને મળી ગયાં.

વૃંદાવનમાં કાલાબાબુના કુંજમાં બધાં ભીતથી યોગેનમાને જોતાંજ માતાજી "મારી યોગેન" કરતાં ખૂબ રડી પડ્યાં. ઠાકુરના દેહત્યાગ પછી પોતે યોગેનમાને પહેલીજ વાર ત્યાં મળ્યાં. તે વખતના કેટલાક અનુભવો યોગેનમાએ નોંધ્યા છે: 'એક વાર સનાગમાં ધ્યાન કરતાં માતાજીને સમાધિ થઇ ગઇ. સમાધિ કોઈપણ રીતે ઊતરે નહિ. મે ઘણી વાર નામસ્મરણ કર્યું, છતાંય ઊતરી નહિ. પછી યોગિન સ્વામીએ આવીને જ્યારે નામસ્મરણ કર્યું ત્યારે સહેજ શાંતિ વળી. ઠાકુર જે પ્રમાણે સમાધિ પછી બોલતા તેજ પ્રમાણે માતાજીએ કહ્યું 'કાઇક ખાવું છે.' ત્યાર પછીની બધી ક્રિયા ઠાકુરની માફક કરવા લાગ્યાં. અમે બધાં તો તે જોઇને આશ્ચર્ય પામી ગયાં. ભાવાવેશનું સંપૂર્ણ ઉપશમન થયા પછી માતાજીએ જણાવ્યું કે ઠાકુરનો આવેશ થયો હતો.

એક વાર પત્રપુષ્પોથી સજ્જનીને કીર્તન કરતા કરતા એક શબ લઈ જવાતું માતાજીએ જોયું. તે જોઇને કહેવા લાગ્યાં 'જુઓ જુઓ, વૃંદાવનની કેવી લીલા છે! આપણે અહીં મરવા આવ્યા છતાં એક પણ દિવસ કાઈ થયું નહિ! આની બધી ઉમર વીતી ગઈ, બાગ પિતાને જોયા ' સાંભળીને અમે તો હસવા મંડ્યા. મે કહ્યું 'બાપને કોણે નહિ જોયા હોય, મા!' આવી આવી બાળક જેવી વાતો તે વખતે વણી કરતા.

વૃંદાવનમાં એકવાર રામકૃષ્ણ માતાજીને જણાયા. તેમણે કહ્યું 'તમે યોગિનને આ મંત્ર આપો.' પ્રથમ તો માતાજીએ ધાર્યું કે પોતાનું માથું અસ્થિર હોવાથી આમ બન્યું. બીજે દિવસે પણ તેમ બન્યું, છતાંય મનાયું નહિ. ત્રીજે દિવસે પણ જ્યારે તેમ થયું ત્યારે માતાજીએ કહ્યું 'હું તો તેની સાથે વાત પણ કરતી નથી, તો કેવી રીતે મંત્ર દઉં?' ઠાકુરે કહ્યું 'યોગેનમાને સાથે રાખજે.' પછી માતાજીએ મારા દ્વારા તપાસ કરાવરાવી કે યોગિનસ્વામીને મંત્ર મળ્યો છે કે નહિ. યોગિને

કહ્યું: 'ના મા, કોઈ વિશેષ ઈષ્ટ મંત્ર ઠાકુરે મને દીધો નથી. મારી રુચિ પ્રમાણે નામજપ કરું છું.' એ વાત સાંભળીને માતાજીએ તેમને એક દિવસ મંત્રદીક્ષા દીધી. સામે ઠાકુરની છબી અને દેહનાં અવશેષોવાળું પાત્ર રાખીને મા પૂજા કરવા બેઠાં. પછી યોગાનંદને બોલાવીને બેસવાનું કહ્યું. પૂજા કરતાં કરતાં માતાજીને ભાવાવેશ થયો, અને તેજ ભાવાવેશમાં તેમણે મંત્ર દીધો." માતાજીએ દીધેલી આ પ્રથમ મંત્રદીક્ષા હતી.

વચમાં એકવાર માતાજી હરિદ્વાર જઈને ઠાકુરના નખ અને કેશ બ્રહ્મકુંડમાં પધરાવી આવ્યાં અને ત્યાંથી વળી પાછા જયપુર થઈને વૃંદાવન આવ્યાં. વૃંદાવનમા પોતે એક વર્ષ રહ્યાં. કોઈ કોઈવાર ભાવાવેશમાં આવી જઈને જમુના તરફ ચાલ્યાં જતાં, વળી પાછાં સાથીદારો શોધી લાવતાં.

આ પ્રમાણે એક વર્ષના વૃંદાવનના વાસ દરમ્યાન કૃષ્ણની અનેક લીલા સભારીને માતાજીને ભાવાવેશ થતા. કેટલાંક સ્થળોએ ભાવસમાધિ પણ થઈ જતી. કાશીથી પ્રયાગ ગયાં ત્યારે જે પ્રસંગ બનેલો તે તેમની વાણી દ્વારા જાણીએ. "કાશી થઈને પ્રયાગ ગઈ. ત્યાં તેમના વાળ તીર્થમાં નાખી દેવા માટે લઈ ગઈ. ગંગાયમુનાના સંગમનાં સ્થિર જળમાં એ વાળ પધરાવવાની ઇચ્છા કરતી હતી ત્યાં તો એકદમ એક મોજું ઉછળી આવ્યું અને મારા હાથમાંથી તે વાળ લઈને ક્યાંય ચાલ્યું ગયું. તીર્થ જાણે કે પવિત્ર થવા માટે તેમના વાળ મારા હાથમાંથી લઈ ગયું!"

પછી બધાં ૧૮૮૭ ના ઑગસ્ટમાં કલકત્તા પાછાં ફર્યાં.

[ ૩ ]

કલકત્તામાં બલરામબાબુને ત્યાં થોડો વખત માતાજી રહીને, કામારપુકુર ગયાં. અહીં યાદ રાખવું જરૂરી છે કે કામારપુકુરમાં, શારદામાતાનું સાસરું હતું. ત્યાં માતાજી લગભગ હંમેશાં ઠાકુરને

જોઈ શકના ઠાકુરે તેમને પહેલેથી જ જણાવેલુ "તમારે રહેવાનુ કામારપુકુરમા શાકભાજી ને ચોખા રાધવા અને હરિનુ નામ લેવુ" આ વખતે માતાજીને એજ પ્રમાણે જીવન ગુજારવાનો સમય આવી પહોચ્યો ઘણીવાર તો તેમના સિવાય બીજુ કોઇ ઘરમા પણ રહેતુ નહિ કોઈ કોઈવાર એવા પણ દિવસો પસાર કરવા પડયા હતા જ્યારે મીઠા વિના ચલાવી લેવુ પડેલુ આ વેળા યોગિન મહારાજ, શરદ મહારાજ વગેરે જેઓએ માતાજીની સભાળની પૂર્ણ જવાબદારી ઉપાડેલી, તેઓ ઠાકુરના દેહત્યાગ પછી તીવ્ર વૈરાગ્યથી પ્રેરાઇને તીર્થાટન કરવા નીકળી ગયા હતા પાછળથી શરદ મહારાજે જણાવેલુ "મારી તો કલ્પનામાય નહોતુ કે માતાજીને બીજુ સરખુ નહિ મળતુ હોય" આ પ્રમાણે ઘણી હાડમારીની ભક્તોને ખબર પડતા માતાજીને કામારપુકુરમાથી તેમણે બોલાવી લીધા પરતુ કામારપુકુર છોડીને પુરુષ શિષ્યોની વચ્ચે જવાથી ગામડાના માણસો શુ કહેશે એ વિચારથી માતાજીએ ઘણાને પૂછી જોયુ સૌ પોતપોતાના મત દર્શાવવા લાગ્યા અતે એક વૃદ્ધ બાઈએ જણાવ્યુ કે તેમા કોઈ જાતનો વાધો નથી કારણ કે ઠાકુરના શિષ્યો એટલે માતાજીના તો બાળકો આ પ્રમાણે કામારપુકુરમા લગભગ એક વર્ષ ગાળીને પ્રથમ મા બેલુડમા નીલામ્બર બાબુના ઘરમા રહ્યા અહીં માને ભાવસમાધિ આવેલી ત્યા આશરે ૭ મહિના રહીને કલકત્તામા બલરામબાબુને ઘેર એકાદ બે દિવસ રહ્યા, પછી પુરી યાત્રા કરવા ગયા તે વખતે રેલગાડી નહોતી, તેથી ચાદબાલી સુધી જહાજમા, ત્યાથી કટક સુધી સ્ટીમરમા, અને બાકીને રસ્તે બળદગાડીમા જવુ પડતુ પુરીમા માતાજી બલરામ બાબુના ક્ષેત્રવાસીના વરમા માગશરથી માડીને ફાગણ માસ સુધી રહ્યા બલરામબાબુની જગન્નાથપુરીમા સારી નામના હોવાથી ત્યાના પડયા ગોવિંદ સિંગારીએ માતાજીને પાલખીમા જગન્નાથજીના દર્શન કરવા લઇ જવાનો આગ્રહ કર્યો, પરતુ માતાજીએ કહ્યુ "ના, ના, ગોવિંદ, તમે મારી આગળ ચાલજો અને હુ તમારી પાછળ એક

દીનહીન કંગાલિનીની માફક ચાલીશ ' જગન્નાથનું દર્શન કરીને માએ જણાવ્યું હતું “ જગન્નાથ તરીકે કે પુરીસિંહ, રત્નવેદી ઉપર વિરાજમાન છે, અને હું દાસી થઈને તેમની સેવા કરી રહી છું ”

પુરીથી પાછા ફરીને માસ્તર મહાશયને ઘેર કલકત્તામાં લગભગ ત્રણ ચાર અઠવાડિયાં ગાળીને આંટપુર તેમજ તારકેશ્વર થઈને પાછાં કામારપુકુર ગયાં ત્યાં એક વર્ષ રહીને ગેનપૂર્ણિમાને અવસરે કલકત્તામાં પાછાં આવ્યાં અને વળી પાછાં માસ્તર મહાશયને ત્યાં એક માસ રહ્યાં ત્યાર પછી બલરામબાબુની લેવાની માગણીથી માંડીને તેમના દેહત્યાગ સુધી માતાજી તેમને ઘેર રહ્યાં પછી બેલુડની પાસે સ્મશાનની નિકટમાં આવેલી જગ્યામાં પાંચ છ માસ રહ્યાં ત્યાં તેમને રક્ત આમાશય થવાથી વરાહનગરમાં સૌરીન્દ્રમોહન ઠાકુરના ભાડે રાખેલા ઘરમાં રાખ્યાં અને ચિકિત્સા કરાવવામાં આવી ત્યાર પછી બલરામબાબુને ઘેર રહીને દુર્ગાપૂજા પછી કામારપુકુર થઈને જયરામવાટી ગયાં ઈ સ ૧૮૯૩ના અષાઢ માસમાં બેલુડમાં નીલામ્બરબાબુના ભાડે રાખેલા ઘરમાં માતાજી રહ્યાં તેમણે ત્યાં **પંચતપા** નામનું તપ કર્યું તેમના જ શબ્દોમાં “ ઠાકુરના ગયા પછી થોડો સમય વીત્યા બાદ દરરોજ હું દાઢીવાળો એક સંન્યાસી જોતી તે મને પંચતપા કરવાનું જણાવતો શરૂઆતમાં મે તે મનમાં ધર્યું નહિ પંચતપા કોને કહેવાય તેની પણ ખબર નહોતી પણ તેણે તો વારંવાર કહ્યું પછી મે યોગેન માને તે વિષે પૂછ્યું તો કહે કે હું પણ તમારી સાથે કરીશ પછી તેની બધી વ્યવસ્થા કરી તે વખતે હું બેલુડમાં નીલામ્બરબાબુને ત્યાં હતી ચારે બાજુ છાણાંનો તાપ કરવાનો અને ઉપરથી સૂર્યનો પ્રખર તાપ સવારમાં સ્નાન કરીને જ્યારે પાસે જતી ને જોતી તો અગ્નિની ઝાળ લાગી રહી છે પ્રાણમાં ભય થયો, કેમ કરીને થશે ? અને વળી સૂર્યાસ્ત સુધી અંદર બેસી રહેવાનું પછી ઠાકુરનું નામ દઈને અંદર પેઠી તો અગ્નિનો તાપ જાણે

જે જ નહિ ! આ પ્રમાણે સાત દિવસ કરવું પડ્યું. પણ બાબા, શરીરનો રંગ તો કાળો શાખ જેવો થઇ ગયો હતો. ત્યાર પછી એ સંન્યાસીને જોયો નથી.”

થોડો વખત નીલામ્બરબાબુને ત્યાં ગાળીને માતાજી પોતાનાં માતા તેમજ ભાઇઓને લઇને ફરીથી કાશી તેમજ વૃંદાવન જઇ આવ્યાં. ત્યાંથી પાછાં ફરીને માસ્તર મહાશયના કોલુટોલાવાળા મકાનમાં એકાદ માસ રહ્યાં. પછી પોતાને દેશ ગયાં. દેશમાંથી પાછાં આવીને બાગબાઝારમાં ગંગાને કિનારે ગુદામવાલાના ઘરમાં પાંચ છ માસ રહ્યાં. અહીં તેમને પરમહંસદેવના એક પરમ ભક્ત શિષ્ય દુર્ગાચરણ નાગ, જેઓ નાગ મહાશયને નામે ઓળખાય છે, તેઓ મળ્યા. તેમનાં સ્મરણો કહેતાં મા જણાવે છે: “આહા, શી તેની ભક્તિ ! શાં તેનાં પ્રેમથી છલકાતાં નયન ! રાતી આંખો, તેમાંથી સર્વદા પાણી ઝરે ! કઠોર તપસ્યાથી છર્ણશીર્ણ શરીર ! મારી પાસે આવતા ત્યારે ભાવના આવેગથી સીડી ઉપરથી ઊઠી શકતા નહિ, થરથર કંપતા. એક પગ અહીં તો બીજો ત્યાં પડે. એવી તો કોઈની ભક્તિ જોઈ નથી !”

વળી પાછાં માતાજી દેશ ગયાં અને દોઢેક વર્ષ પછી કલકત્તા પાછાં ફર્યાં. ઇ. સ. ૧૯૦૪ થી લગભગ દોઢ વર્ષ સુધી બાગબાઝાર સ્ટ્રીટના ભાડે રાખેલા મકાનમાં રહ્યાં. ઈ. સ. ૧૯૦૭ માં ગિરીશબાબુને ત્યાં દુર્ગાપૂજાને નિમિત્તે જયરામબાટીથી પાછાં કલકત્તા આવ્યાં. તે વખતે પોતે રહેતાં બલરામબાબુને ત્યાં. પૂજાના કેટલાક દિવસ ગિરીશબાબુ માતાજીને પોતાને ત્યાં લઇ જઇને પૂજા કરતા. પરંતુ અષ્ટમીને દિવસે રાતની સંધિપૂજાને શુભ અવસરે માતાજીને કહેવરાવી શક્યા નહિ. પરંતુ માતાજી પોતે જ પાછલે બારણેથી આવ્યાં અને “દરવાજો ખોલ, હું આવી છું,” કહેતાંક ને દાખલ થયાં. બધાં આશ્ચર્ય પામી ગયાં !

ગિરીશબાબુની ભક્તિ તેમજ તેમના જીવનનો એક પ્રસંગ

માતાજીએ કહેલો તેમના જ શબ્દોમાં જાણીએ “શરૂઆતમાં તો ગિરીશ પાખંડી હતો, ખરાબ સંગમાં સપડાતો હતો. પાછળથી ખૂબ શ્રદ્ધાવાન બની ગયો, એટલે ઠાકુરની કૃપા થઇ. ઠાકુર તેને શિવનો અંશ માનતા હતા.

આહા, ગિરીશ બાબુ મરી ગયા, તેથી ચતુર્થીને દિવસે મને તેડવાને કોઇ આવ્યા હતા. એ તો છે નહિ, ત્યાં જવાનું ગમતું નથી. ઠાકુરને તેણે પુત્ર ભાવે માગ્યા હતા. ઠાકુરે કહ્યું ‘હાન્તો, બાળક થઈને જન્મવાનું તો પતી ગયું.’ ઠાકુરના દેહત્યાગ પછી ગિરીશને એક છોકરો થયો. ચાર વર્ષનો થયો છતાં કોઇની સાથે બોલે નહિ. મધુ હાવભાવથી સમજાવતો. એ બધા તો એની ઠાકુરની માફક સેવા કરતા. એક વાર મને મળવા માટે એ એટલો તરવરી રહ્યો કે હું જ્યાં હતી ત્યાં હાવભાવથી બતાવતો બધાને તાણી લાવ્યો. પહેલાં તો કોઈ સમજ્યા નહિ. પાછળથી જ્યારે મારી પાસેથી ખસ્યોજ નહિ ત્યારે બધાને ખ્યાલ આવ્યો. પરંતુ ચાર જ વર્ષમાં તે મરી ગયો।”

ચારે બાજુ મેલેરિયાના વારંવાર માતાજી પોતાના દેશમાં પીડાતા હતા. ઈ. સ. ૧૯૦૯ માં ઉદ્બોધનનું મકાન થયું ત્યારે માતાજી ત્યાં રહેવા આવ્યા. ત્યાર પછી કોઠાર, મદ્રાસ, બેંગલોર, રામેશ્વર વગેરે સ્થળોએ જઈ આવ્યા અને ઉદ્બોધન પાછા આવીને થોડા દિવસ પછી પોતાની ભત્રીજી રાધારાણીના વિવાહ માટે દેશમાં ગયા.

જયરામવાટીમાં એકાદ વર્ષ રહીને ઉદ્બોધન આવ્યા. ત્રીજી વાર પાછા ઈ. સ. ૧૯૧૨ માં કાશી ગયા. તે વખતના સંસ્મરણોની એક શિષ્યની નોંધમાંથી કેટલુંક નીચે આપવામાં આવે છે.

“માતાજી કાશીમાં અદ્વૈતાશ્રમમાં પધાર્યાં ત્યાં થોડી વાર રહીને કિરણબાબુના નવા ઘરમાં ગયા. ઘર આશ્રમની પાસે હતું.

બીજે દિવસે સવારે પાનખીમા બેસીને માતાજી વિશ્વનાથ અને અન્નપૂર્ણાના દર્શન કરી આવ્યા થોડા દિવસ પછી દેવદેવીના દર્શન પણ કરી આવ્યા વૈદ્યનાથ અને તિલભાંડેશ્વરના દર્શન કરીને માએ જણાવ્યુ કે આ સ્વયભુ લિંગ છે પછી સધ્યાને સમયે કેદારનાથ ગયા એક દિવસે સારનાથ પણ જઈ આવ્યા કાશીમા તેમણે ગગાતટે એક નાનકપથી સાધુને અને ચમેલીપુરીને જોયા હતા ચમેલીપુરીને જોઇને ગોનાપમાએ પૂછ્યુ 'આમને ખાવાનુ કોણ પૂરૂ પાડે છે?' જવાબ મળ્યો કે 'દુર્ગામાઈ સિવાય કોણ આપે?'

એક વાર માતાજી સૂઈ રહ્યા હતા ઘરમા ચારે બાજુ શાતિ હતી બધા વિશ્રામ કરતા હતા એટનામા વરડામાથી ગાનના સુર આવ્યા ગાનનો અર્થ હતો 'મારી મા ક્યા ગઈ? ઘણા દિવસો થયા તેને જોઇ નથી, મા, મા, મને તારા ખોળામા લે હે જનની, તુ શી પત્થર હૃદયની કે તારા સતાનને ભૂલી ગઇ? યા છુ મા, હવે વધારે રડાવીશ નહિ તારી દીકરી બોલાવી રહી છે' ગાન એટના મધુ સ્વરોમા ગવાતુ હતુ કે જાણે કોઈ રડતુ હોય એમ લાગે માતાજી એકદમ જાગી ઊઠયા 'કોણ ગાય છે? ચાલો તો જોઇએ' એક નાની છોકરી ગાન ગાતી હતી તેની આખોમાથી આસુની ધાર વહી રહી હતી માતાજીને જોઇને તે પ્રણામ કરીને બોલી 'મા, મારી ઘણા વખતની આશા આજે ફળી આજે મારા હૃદયમા આનદના એવા ઊછાળા આવે છે, શુ કહુ મા!' માતાજીએ તેને આશીર્વાદ આપ્યા અને તેને વિષે પૂછ્યુ કુમારીએ કહ્યુ 'હુ તો, મા, આપની ભિખારણ દીકરી છુ' 'ક્યા રહે છે, બેટા?' 'અન્નપૂર્ણાના દરવાજે દ દશાશ્વમેધને ઘાટે બેહારી બાબાના મદિરની પાસે' 'આમ માગવાથી તારુ ઠીક ચાલે છે?' 'આપના આશીર્વાદ થી ઠીક ઠીક ચાલે છે એ વિષે તો જરાય ચિંતા નથી, મા અન્નપૂર્ણાની દયાથી અહીં કોઈને ઉપવાસ કરવા પડતા નથી,

મા, મારે કેવી રીતે ભક્તિ થાય એજ ચિંતા છે ' 'થશે, બેટા, થશે તુ એવે સ્થાને છુ જ્યા વિશ્વનાથ, અન્નપૂર્ણા વિગેરે છે તેમની કૃપાથી બધુ થશે ' પછી માએ તેને બીજુ ગાન ગાવાનુ કહ્યુ તેનો અર્થ નીચે પ્રમાણે છે ' હે મા, મારા પર દયા કરીને શિશુની માફક રાખો શૈશવનુ સૌંદર્ય કાઢીને મોટા થવા ન દો સુંદર સરળ પ્રાણ માન અપમાનનુ નહિ જ્ઞાન અને હિંસા, નિંદા, લજ્જા, ઘૃણા કાંઈ તે જાણે નહિ !

કેવુ સુંદર ગાન ! અનેક દિવસથી આપના દર્શન માટે આવવાની તીવ્ર ઈચ્છા હતી આપ અહીંઆ છો તે સાંભળીને આવવાનો વિચાર કરતી હતી પરંતુ બીક લાગતી હતી કે કોઈ કદાચ નહિ આવવા દે

'કોઈ કાંઈ કહેશે નહિ, બેટા, તારી ઈચ્છા થાય ત્યારે આવજે માતાજીએ તેને પ્રસાદ આપ્યો પ્રસાદ લઈને વિદાય લેતી વેળા વળી માતાજીએ કહ્યુ 'આવજે, જરૂર આવજે'

થોડા દિવસ પછી વળી પાછી એની ભિખારણ છોકરી માની પાસે આવી તેના હાથમા કેરી હતી માને તે આપતા બોલી 'મા, આજે ભિક્ષામા આટલુ પામી છુ માટે આપને આપવા આવી છુ મા, આપના સાહસ નથી થતુ માએ કહ્યુ 'સારૂ કર્યું લાવ મા ' પછી કહ્યુ 'ભિક્ષાની વસ્તુ તો ઘણી પવિત્ર, બેટા ઠાકુરને ખૂબ ગમતી કેવુ સરસ ફળ છે, અત્યારેજ ખાઈ જાઉ છુ ' છોકરીએ કહ્યુ ' હુ તો આપની ભિખારણ દીકરી મા, મારા ઉપર ઘણી દયા કરી ! તેની આંખમાથી આંસુ ટપકવા લાગ્યા માએ બીજુ એક ગીત ગાવાનુ કહ્યુ ગીતનો અર્થ ' હે ગોપાલ તને આજે સજાવુ પણ એક વાર જરા ફરી કરીને નાચ તો ! ચરણમા તને ઝાંઝર પહેરાવીશ, અને તેનો રણકાર ઊઠશે કમરમા સોનાનો કંદોરો પહેરાવીશ હે ગોપાલ તને આજે તો ખવરાવીશ તારે

બન્ને હાથે સોનાની કલ્લીઓ પહેરાવીશ નાચી લે, જરા નાચી લે ગોપાલ

આ પ્રમાણે કાશીમા ત્રણ માસ પસાર કરીને માતાજી કલકત્તા પાછા ફર્યા અને થોડા સમય પછી દેશમા ગયા ત્યા માતાજીના મોટા ભાઈવાળા ઘરમા જ્યારે ભક્તો આવતા જતા ત્યાર ફાવતુ નહિ, તેથી ૧૯૨૫ મા જયરામવાટીમા તેમને માટે જૂદુ ઘર ભક્તોએ કરાવરાવ્યુ ત્યાર પછી મા જ્યારે જ્યારે દેશ જતા ત્યાર ત્યારે ત્યાજ રહેતા

બેલુડમા નીલામ્બરબાબુવાળા મકાનમા માતાજીને એક વાર ગભીર નિર્વિકલ્પ સમાધિ થઇ હતી ઘણા સમય પછી જ્યારે સહજ ભાનમા આવ્યા ત્યારે પણ હાથપગ વગેરે અવયવોનુ તેમને જ્ઞાન રહ્યુ નહોતુ માતાજીએ કપિલ મહારાજને કહ્યુ "તે વખતે લાન જ્યોતિમા, નીલ જ્યોતિમા મન લીન થતુ બે ચાર દિવસો એ ભાવ રહ્યો હોત તો કદાચ શરીર ટકત નહિ ' એજ ઘરમા રહેતી વખતે માતાજીએ વળી બીજી એક વાર જોયુ કે જાણે ઠાકુર ગગામા ઊતર્યા, ને જાણે કે તેમનો દેહ ગગાજળમા ગળી ગયો સ્વામીજી 'જય રામકૃષ્ણ, જય રામકૃષ્ણ ' બોલી રહ્યા છે, અને એ પાણી લઇને ચારે બાજુ અસખ્ય મનુષ્યો પર છટકાવ કરે છે, અને જાણે કે એ બધા મનુષ્યો જળના સ્પર્શથી મુક્તિ પામી રહ્યા છે આ દૃશ્ય માતાજીના મનમા એટલુ બધુ જડાઈ ગયેલુ કે કેટલાક દિવસો સુધી પોતે ગગામા ઊતરી શક્યા નહિ કહેતા "આ તો ઠાકુરનો દેહ છે, કેવી રીતે તેના પર મારો પગ મૂકુ !"

[ ૪ ]

**આ**ત્યાર સુધી આપણે શારદામાતાની કૌટુબિક સ્થિતિ તરફ વિશેષ નજર નાખી નથી ઈ સ ૧૮૭૪ મા તેમના પિતા રામચદ્ર મુખોપાધ્યાયના મૃત્યુ પછી ઘરની સ્થિતિ વધારે કફોડી થઈ

શ્યામસુંદરીદેવીએ જ્યારથી જગદ્ધાત્રીની પૂજાની શરૂઆત કરી ત્યારથી તેમની સ્થિતિ કાંઈક ચાલે પડવા લાગી. ચાર ભાઈઓમાં શારદા-માતા સૌથી મોટા હતા, તેથી બધાયની નજર તેમના તરફ રહેતી. આર્થિક દૃષ્ટિથી તેમાંનો એક પણ ભાઈ કુટુંબને પૂરી સહાયતા આપી શકે તેમ નહોતુ. પરિણામે શારદામાતા તરફ તેમની મીટ મંડાતી. પોતે પણ ખૂબ દક્ષતાથી, પ્રેમથી અને વ્યવસ્થાશક્તિથી ઘરનુ કામકાજ સંભાળતા.

ત્યાર પછી ઈ. સ. ૧૯૦૬ મા શ્યામસુંદરીનુ મૃત્યુ થયુ. હવે ઘરની સંપૂર્ણ જવાબદારી માતાજીને માથે આવી પડી. ભાઈઓ પણ પોતપોતાના સ્વાર્થમા મશગુલ રહેવાથી કેટલીકવાર અંદરઅંદર લઢી પડતા. તેવે વખતે બધાયનો ન્યાય ચૂકવવાનુ કામ માતાજીને માથે આવતુ. આખરે તેમણે સ્વામી શારદાનંદની મદદથી સવી મિલકતની વહેંચણી કરી દીધી. સ્વામીજીએ માતાજીને પૂછ્યુ કે પોતે ક્યા રહેશે, ત્યારે તેમણે જણાવ્યુ "થોડો વખત પ્રસન્નને ત્યા, પછી કાલિને ત્યા, એવી રીતે વારાફરતી." શરૂઆતમા પ્રસન્નને ત્યા ઘણુ રહેતા, કારણ કે તેને પોતાની પ્રથમ સ્ત્રીથી નલિની અને માકુ નામે દીકરીઓ હતી, અને બીજી સ્ત્રી હજુ નાની હતી. તેથી તેનુ ઘર વ્યવસ્થિત કરવા પૂરતા પોતે ત્યા વધારે રહેતા. પરંતુ ઈ. સ. ૧૯૧૫ મા તેમને માટે નવુ ઘર બંધાવવામા આવ્યુ ત્યાર પછી ત્યાંજ રહેવા લાગ્યા.

છતાંય માંહોમાંહેના કજીયા પત્યા નહિ. માતાજીની પાસેથી વારંવાર પૈસા માગતાંય શરમાતા નહિ. કંટાળીને એક વાર તેમણે જણાવ્યુ "માત્ર પૈસાનીજ વાત! ભક્તિ કે જ્ઞાનની કોઈને નઈ પડી છે!"

પરંતુ બધાયથી નાનો જે અભયચરણ હતો તેના ઉપર માતાજીનો વિશેષ પ્રેમ હતો. તેણે ડાક્તરી ઉપાધિ મેળવી હતી, પણ કમનસીબે કૉલેરા થવાથી ઈ. સ. ૧૮૯૯ મા મરણ પામ્યો. માતાજીને તેથી ઘણો આઘાત થયો. તેના મરણ વખતે તેની નાની

સ્ત્રી સુરબાળા સગર્ભા હતી. આથી કરીને માતાજીની જવાબદારી બેવડાઈ ગઇ. આ અકાળ ફટકાથી સુરબાળાની માનસિક સ્થિતિ ખરાબ થતી ગઈ. ઇ. સ. ૧૯૦૦ માં રાધારાણીનો જન્મ થયો. ત્યાર પછી સુરબાળા તદ્દન ગાંડી થઇ ગઈ અને લોકો પણ એને 'પાગલી મામી' તરીકે સંબોધવા લાગ્યા. નાની છોકરીને કેવી રીતે ઉછેરવી એ પ્રશ્ન માતાજીને મૂઝવવા લાગ્યો. તેની ગાંડી માની પાસે રાખવા જતાં તેનું ભાવિ બગડે એ વિચારે માતાજીએ તેને પાસેજ રાખી. જ્યાં જાય ત્યાં રાધુ તો પાસેજ હોય.

રાધુનો મા ઉપર તેમજ માતાજીનો રાધુ ઉપર સ્નેહ દિવસે દિવસે વધવા લાગ્યો. આ જોઇને સુરબાળાનું ગાંડપણ પણ વધવા લાગ્યું. તે અનેક પ્રકારની ગાંડી કલ્પનાઓ કરવા લાગી. માતાજીના રાધુ પરના અત્યંત પ્રેમમાં પાગલી મામી અશુભ હેતુઓનું આરોપણ કરવા લાગી. તેથી જ્યારે ને ત્યારે તે ગાળો દેતી. રાધુને જ્યારે માતાજી દાકતરી તપાસ કરાવવા લઈ ગયાં ત્યારે સુરબાળાને લાગ્યું કે તેને મારી નખાવવા લઇ ગયાં છે. પરિણામે તે એટલી ઝેરીલી થઈ ગઈ કે એકવાર માતાજીને બળતું લાકડું લઇને મારવા ગયેલી, પરંતુ સદ્‌ભાગ્યે માતાજીના ભક્તો હતા તેથી માતાજી બચી ગયાં. આવા કેટલાય પ્રસંગોમાં માતાજીને વચમાં પડવું પડેલુ અને પરિણામે પાગલી મામીની ગાળો પણ ખાવી પડેલી. એકવાર કંટાળીને માતાજીએ કહ્યું: "મને લાગે છે કે મેં શિવની કાંટાળાં બીલીથી પૂજા કરી છે. તેથીજ મારે કપાળે આ કાંટો વાગ્યો!"

જેને પોતે આટલી મમતાથી ઉછેરી તે રાધુ પણ ભવિષ્યમાં પોતાની માના જેવીજ માતાજીને દુઃખ દેનારી થાય છે. ઈ. સ. ૧૯૧૧ માં રાધુનાં લગ્ન થયાં. પરંતુ રાધુ એવી અનાડી હતી કે પોતાને સાસરે જાય નહિ. તેથી રાધુ અને તેનો પતિ પણ માતાજીને ત્યાં રહેવા લાગ્યાં. રાધુ પણ જ્યારે સગર્ભા થઇ ત્યારે લગભગ ગાંડા

જેવીજ બની ગઈ હતી માતાજીએ કેટકેટલી સભાળ કરીને અને દાક્તરો, વૈદ્યો તેમજ ભુવાજતી કરીને તેનુ શરીર કાઇક ઠીક કર્યું ગધુ તેમજ તેની માતા વિષેના કેટલાક પ્રસગો અને તેની અસર આપણે માતાજીના શબ્દોમા જોઇએ

'આટલી મોટી થઈ પણ તેને કઈજ જ્ઞાન નથી ઠાકુરે તેના દાગ કેવા બધનમા નાખી! ઠાકુરના શરીરત્યાગ પછી દેશમા આવીને ઉદાસભાવે જ્યારે જ્યારે બેસતી ત્યારે ત્યારે લાલ કાપડ પહેરેલી એક છોકરીને સામે જોતી મારે માટે તેમના ગયા પછી સસારમા કાઈ રસ હતો નહિ, તેથી મન ગોઠતુ નહિ તેથી પ્રાર્થના કરતી હવે મારુ આ સસારમા રહીને શુ થશે? તે વખતે એકા એક જોયુ તો દશબાર વર્ષની એક છોકરી મારી સામે ફરી રહી છે ઠાકુરે મને તે બતાવી અને કહ્યુ 'એને લઇને વળગી રહો તમારી પાસે કેટલાય લોક આવવાના છે ' બીજી જ ક્ષણે ઠાકુર અતર્ધાન થઈ ગયા, પેલી છોકરી પણ જણાઈ નહિ

ત્યાર પછી આજ જગ્યામા એકવાર બેઠી હતી ગધુની મા તે વખતે તદન ગાડી થઈ ગઈ હતી કેટલાક ગાભા બગલમા લઇને પેલી બાજુ તે દોડતી હતી, ગધુ પણ રડતી રડતી તેની પાછળ પડી હતી એ દૃસ્ય જોઇને હૃદયમા કઇક થઈ ગયુ દોડીને ગધુને ઉચકી લીધી મનમા થયુ કે જો હુ એની દરકાર નહિ રાખુ તો કોણ રાખશે? વિચારીને બાપ તો નથી, અને મા ગાડી છે! એમ વિચારીને એને જેવી ખોળામા બેસાડવા ગઇ કે તરતજ સામે ઠાકુરને જોયા તેમણે કહ્યુ 'આ પેલી જ છોકરી એનેજ વળગી રહો એ જોગમાયા છે ' કોણ જાણે, પહેલા તો ઘણી સારી હતી આજકાલ તો રોગની ભરેલી થઇ ગઈ છે વળી પરણી મનમા બીક રહે છે કદાચ પાગલીની છોકરી પાગલી ના થઈ જાય! જુઓને, ગૌરદાસીએ પોતાની છોકરીને કેવી બનાવી અને મે એક વાદરી ઉછેરી "

રાધુ માંદી હતી, તેથી પાગલી મામી માતાજીને ગાળો દેતી હતી. કહેતીઃ "તેંજ મારી છોકરીને દવા ખવરાવી ખરાવીને મારી નાંખી." પછી ગમે તેમ બકવા લાગી. વરદાચરણે જઇને તેને જરા ધમકાવી. માતાજી પણ કંટાળીને બોલવા લાગ્યાં: "ધારું તો તેને આજે જ મારી નાંખું. હુ જો મારવા લાગી તો એમ જાણજે કે દુનિયામાં પછી તને કોઈ બચાવનાર નથી. અને મને તેમાં પાપ પણ નહિ લાગે." થોડીવાર પછી કહેવા લાગ્યાં: "તેમણે તો મને કોઇવાર 'તું' કહીને બોલાવી નથી...અને, આ, આખો દહાડો મને ગાળો જ દીધાં કરે છે!"......

રાધુ વાયુરોગથી પીડાતી પાગલ જેવી કોવાલપાડામાં માની પાસે હતી. મા તેને ઘણી વખતે ખવરાવતાં. રાધુ ખાવાનો કોળિયો મોંમાં લઇને ઘણીવાર માને શરીરે થૂંકી દેતી. એકવાર વિરક્ત બનીને માએ કહ્યું: "આ શરીર દેવશરીર છે. એ તે કેટકેટલા અત્યાચારો સહેશે? ઠાકુરે તો મને કોઈ દિવસ કાંઇજ કહ્યું કે કર્યું નથી......"

એકવાર ઉદ્‌બોધનમાં એક શિષ્યે માતાજીને પૂછ્યું: "મા, આપને વળી આટલી આસક્તિ શી? રાતદિવસ 'રાધી રાધી' કરો છો, ઘોર સંસારીની માફક. કેટકેટલા ભક્તો આવે છે, તેમના તરફ મન રાખતાં નથી." પહેલાં ઘણીવાર જ્યારે શિષ્યે આ પ્રમાણે પૂછેલું ત્યારે માતાજીએ ટૂંકો જવાબ આપેલો: "અમે તો સ્ત્રીઓ ને, અમે તો એવાંજ હોઇએ." પરંતુ એક દિવસ ખૂબ ઉત્તેજિત થઇને બોલ્યાં: "તને આવું ક્યાંય નહિ મળે. મારા જેવી બતાવ તો ખરો? જે લોકો પરમાર્થ વિષે ખૂબ વિચારે છે, તેમનું મન ઘણું સૂક્ષ્મ હોય છે. એવું મન જે કાંઇ લઈ પડે છે તેને ખૂબ મમતાપૂર્વક સાચવે છે. તેથીજ તે આસક્તિ જેવું બહારથી જણાય છે. વિજળી જ્યારે ચમકે છે ત્યારે કાચની બારીમાંથી જણાય છે, નહિ કે લાકડાંની બારીમાંથી."

આ પ્રમાણે શારદામાતાના જીવનમાં રાધુ એક જુદી જ જાતનું પાત્ર પોતાનો પાઠ ભજવી જાય છે આપણે આગળ જોઈ શકીશું કે તેમની દેહાંત વેળાએ તેમણે તેના તરફની જણાતી આસક્તિ એક પળમાં છોડી દીધી હતી તે બતાવી આપે છે કે ઠાકુરના વાક્યોમાં શ્રદ્ધા રાખીને, જોગમાયાને કનડવા કરતા તેને ખુશ રાખવામાં પોતાનું શ્રેય છે એમ માનીને, પોતે પોતાના સમગ્ર જીવન સુધી તેનું સંપૂર્ણભાવે જતન કરે છે સ્વામી નિખિલાનંદે ખરું કહ્યું છે One of the most interesting characters in her life is that of Radhu, a niece of undeveloped mind, whom with all her feelings, the Holy Mother humbly accepted as a beneficient gift of God One sees through these trials and tribulations, and also in the discomforts of physical maladies suffered in her late years, an innate serenity and cheerfulness which demonstrate constant communion with an inner bliss

[ ૫ ]

**મા**તાજીનો દૈનિક કાર્યક્રમ બરાબર સચવાતો પોતે સવારે ત્રણ વાગે ઊઠી જતા અને સર્વ પ્રથમ ઠાકુરની છબીનું દર્શન કરતા ઊઠતી વખતે હરિસ્મરણ કરતા ત્યાર પછી પ્રાતઃસ્નાન વગેરે પરવારીને દેવની પૂજા કરતા અને પછી જપ કરવા બેસતા દક્ષિણેશ્વરના જીવન વખતની જે ટેવ હતી તેની તે ચાલુ હતી કોઈને ખબર પણ ના પડે તેવી રીતે પોતાનું કાર્ય આટોપીને ઘરમાં પેસી જતા શરીર ઘણું ખરાબ હોય તોય પોતાનો નિત્યક્રમ ચૂકતા નહિ માતાજી જણાવતા "રાતે ત્રણ વાગે ગમે ત્યાં હોઉં પણ કાનમાં જાણે કે વાંસળીની ફૂંક સાંભળતી" જે વખતે જે કાંઈ કરવાનું હોય, તે વખતે પોતે તે કાર્ય આળસ છોડીને કરતા

સવારની પૂજાને માટે ફૂલ, બીલીપત્ર વગેરે સાફ કરીને રાખવાનું, ફળફળાદિ તૈયાર રાખવાનું કાર્ય માતાજી પોતે આટોપી લેતાં. સ્ત્રી ભક્તો થયાં પછી પણ પોતે તેમાં મદદ આપતાં. સવારે આઠ વાગે લગભગ પૂજામાં બેસતાં. પૂજા એકાદ કલાકમાં પરવારી જતાં અને પ્રસાદ માટે પાંદડાં પોતે મૂકતાં. પ્રસાદ આપવાનું કાર્ય પણ પોતે જ કરતાં. કોઈ કોઈવાર કોઇની પૂજાને લીધે સ્તવાદિ નિત્યક્રમમાં વિલંબ થઈ જાય તો ચીડાઇ જતાં. એકવાર કહી દીધું હતું કે, " પહેલાં પૂજા અને ભોગમાંથી પરવારીને પછીથી સ્તવ પાઠ ગમે તેટલાં કરો. આ શું? બધાંને વેળા વીતી જાય છતાં ખાવાનું પણ મળે નહિ ! " યોગ્ય કાર્ય જરાતરા વહેલું પરવારી જવાનું માતાજીને પસંદ હતું.

મધ્યાહ્નના ભોજન પછી મા આરામ તો કરતાં, પરંતુ સ્ત્રી ભક્તો વારંવાર આવતાં, કારણ કે તેમાંનાં ઘણાંખરાંને પોતાને ઘેર વહેલાં પાછાં જવાનું હોય. એ વખતે માતાજી સૂતાં સૂતાં તેમની સાથે વાતો કરતાં. આશરે સાડા ત્રણ વાગે ઊઠીને શૌચાદિ કરીને કપડાં ધોઇને પાછાં ઠાકુરને સાંજનો ભોગ ધરાવતાં. ધીમે ધીમે બીજાં સ્ત્રી ભક્તો આવતાં. માતાજી જપની માળા લઇને બેસતાં અને વચ્ચે વચ્ચે બધાંની સાથે વાતચીત કરતાં અથવા તો તેમના પ્રશ્નોના ઉત્તર દેતાં. જે પુરુષ ભક્તો સાંજે આવતા તેમને લગભગ સાડા પાંચ વાગે બોલાવવામાં આવતા. માતાજી આદરથી માથુ ઢાંકી દઇને પલંગ ઉપર બેસતાં અને પગ ઝૂલતા રાખતાં. ગ્રીષ્મકાળને વખતે નિકટનાં ભક્તો પંખો નાંખતા. એક પછી એક પ્રણામ કરીને ચાલ્યાં જતાં. તે સમયે સ્ત્રી ભક્તો બીજા ઓરડામાં બેસતાં. સામાન્ય પ્રશ્નોના ઉત્તર માત્ર માથુ હલાવીને પતાવતાં અથવા જો કાંઇ કહેવાનું હોય તો એવા મૃદુ સ્વરમાં કહેતાં કે નિકટના ભક્તોને તે ફરીથી તાણીને જણાવવું પડતું. આ પ્રમાણે પોતાની મર્યાદા ખૂબજ જાળવતાં. સંધ્યાકાળ પછી જપ પૂરા કરીને ભોગના પહેલાં વિશ્રામ કરતાં. તે વખતે કોઇ કોઈ ભક્તો તેમને પગે વાનું તેલ ઘસતાં કે બીજું

માલિશ કરતા રાતે ઠાકુરનો ભોગ પૂરો થતા દશ અને આહારાદિથી પરવારતા અગિયાર કે સાડા અગિયાર થતા

માતાજીના આહાર વિષે પણ ખાસ કાળજી લેવી પડતી તેમને ખૂબ ગળી કેરીના કરતા સહેજ ખાટીમીઠી કેરી ગમતી મુંબઈથી મળતી આફૂસ કેરી તેમને ખૂબ ગમતી પરંતુ કોઈ ભક્ત કદાચ ખાટી કેરી પ્રેમપૂર્વક દઈ જાય તો તેટલાજ સ્નેહથી ખાઈ જતા ભાવપૂર્વક દીધેલી દરેક વસ્તુ પોતે પણ ભાવસહિત ચાખતા શાકભાજીમા મૂળા અને સીંગદાણા તેમને વિશેષ ગમતા શિયાળામા મમરા, ચણાની દાળ, વડા ભજીયા કચોરી વગેરેનો ભોગ ઠાકુરને ધરતા તેલમા તળીને આ બધુ તૈયાર કરતા ળીના લાડુ તેમજ ભજીયા માતાજીને ખૂબ ભાવતા આમાશય હોવાથી વૈદ્યરાજ દુર્ગાપ્રસાદ સેને માતાજીને આમરુલ શાક વિશેષ ખાવાનુ કહેલુ, તે પ્રમાણે પોતે ખાતા સવારમા પતાસા ખાતા તેમને માટે જે પ્રસાદ રાખી મૂકવામા આવતો તેમાથી માતાજી ભક્તજનોને ઘણીવાર વહેંચતા પોતાના હાથમા જ્યારે પ્રસાદ વહેંચવાનુ કામ આવતુ ત્યારે પોતાને માટે ભાગ્યેજ કંઈ રહેતુ જમણા પગનો વા હોવાથી દહીં ઇત્યાદિ ભાગ્યેજ ખાતા પેટના વ્યાધિ તેમજ વાને લઈને માતાજી સહેજ અલૂણુ ખાતા, તેથી તેમને માટે દૂધની વિશેષ વ્યવસ્થા શરદ મહારાજે કરી રાખેલી હતી મોટે ભાગે તો દૂધમા ભાત ભેળવીને ભક્તજનોને પ્રસાદ તરીકે વહેંચી દેતા પોતે ભોજન વેળાએ દાળભાતમા લીંબુ નીચોવતા. દાળમા વડી નાખીને કોઈ કોઈવાર વઘાર પણ કરતા સાંજને વખતે પાન કે પાણી સિવાય કંઈ લેતા નહિ રાતે પૂરી, શાક ને દૂધ લેતા બેચાર પૂરીજ માત્ર ખાતા દૂધ આશરે દોઢ પાશેરેક પીતા

દરરોજ લગભગ ચારવાર દાતે મનસાની ભૂકી ઘસતા. નાળિયેરના અને તમાકુના પાનમાથી પણ ભૂકી બનાવતા

માતાજી જ્યારે જયરામવાટીમા રહેતા ત્યારે સવારમા ઓશરીમા

બેસીને શાક સમારતા તે વખતે તેમના ભક્તજનો ચારે બાજુ તેમને મદદ કરાવતા અને અનેક પ્રકારની વાતચીત પણ કરતા કામ કરતા કરતા પણ એવા સ્નેહભર્યા પ્રસન્ન મુખે બધાની સાથે વર્તતા કે ભક્તજનો પોતાનુ સદ્‌ભાગ્ય માનતા કલકત્તાથી માતાજી ક્યારે પાછા આવશે તેની બધા મીટ માંડીને રાહ જોતા જયરામબાટીમા માતાજી ખૂબ નિરાંતમા જણાતા ભક્તોને ખાવાપીવાની તેમજ રહેવાની બધી સભાળ પોતેજ રાખતા, ભક્તોને પણ ત્યાએ તેમના સસર્ગમા પોતાની માતા જેવી જ [illegible] લાગતી સવારમા બધાને નાસ્તો આપતા, સાથે ફળફળાદિ પણ દેતા પોતે જ્યારે રાધે ત્યારે દાળ શાકમા મસાલો પ્રમાણમા ઓછો નાખતા

ખાવાના સમય પછી બીજે ગમે તે વખતે ભક્તો જ્યારે માને દર્શને જતા, ત્યારે પોતે તેમને મીઠાઈ, પાણી ને પાન આપતા પાનના બે બીડા તો દરેકને આપતા આવી નાની નાની વસ્તુઓ હોવા છતા પણ તે એટના ભાવથી રાજી થઈને માતાજી આપતા કે તે લેવામા દરેકમા એક પ્રકારનો અપૂર્વ ભાવ ઉત્પન્ન થતો તેમને માટે જો કોઈ અતિ સામાન્ય ઉપહાર લઈ જાય તો તે સ્વીકારતા માતાજીને ઘણો આનદ થતો ! જયરામબાટીની પાસે શ્યામબજારમા સરસ પાનો મળે, તેથી ત્યાના ભક્તો ઘણીવાર માતાજીને ભેટ આપવા માટે પાન લાવતા. પાન જોઈને માતાજી ખુશ થઈ જતા ! મીઠાઈ વગેરેની ભેટ ભક્તોને માટે રાખી મૂકતા શરદ મહારાજ કલકત્તાથી કોઈ કોઈવાર સદેશ મોકલતા તો માતાજી તે રાખી મૂકતા અને જ્યારે જ્યારે ભક્તો જાય ત્યારે ત્યારે તેમને પ્રસાદ તરીકે આપતા આસપાસના પાડોશીઓ પણ પોતાની [illegible] કારુણને મળવાને બહાને પ્રસાદ લઈ જતા ! માતાજી પણ આવનારનો ભાવ કળી જતા અને તેના રુચિને અનુસાર આપતા શ્રીમની ભાગિનીના દાકમ કે શરદ મહારાજની કેરીઓ પ્રથમ સિંહવાહિનીદેવીને અને

ધર્મઠાકુરદેવને નૈવેદ્ય તરીકે ધરાવતા, ત્યાર પછી પોતાનાં સ્વજનોને કે પાડોશીઓને પ્રસાદ તરીકે વહેંચતા. કોઈ એકવાર પર્વને દિવસે માતાજીએ મીઠાઈ બનાવેલી તે વખતે વિભૂતિબાબુ ઘણીવાર જયરામવાટી જતા, તેથી માતાજીએ તેમને માટે તે મીઠાઈનો ભાગ રાખી મૂક્યો. વિભૂતિ એ ત્રણ દિવસ સુધી જણાયા નહિ, છતાંય દરરોજ માતાજી તે તાજી કરી રાખતા "કદાચ કાલે આવે" એમ માનીને રાહ જોતા. છેવટે વિભૂતિએ એ પ્રેમપ્રસાદી ખાધી! કોઈ ભક્તને રોગ થયો હોય તો પોતે તેને ખવરાવતા અને તેનું એઠું પણ પોતે ફેંકી દેતા. પોતાને ત્યાં રહેતા ભક્તોને કદાચ બહારથી આવતા વાર થાય તો તેઓ પાછા ફરતા સુધી માતાજી જમતાં નહિ. આ પ્રમાણે બધાની સાથે તેમનો વ્યવહાર જેમ પ્રેમથી ભર્યો-ભર્યો હતો, તેમ પોતાના ગાભીર્ય, લજ્જાશીલતા અને સંકોચ વડે સુરક્ષિત પણ હતો.

ઉપર કેટલીક બાબતો ઝીણવટથી બતાવવામાં આવી છે, કારણકે શારદામાતા જેવા શાંત એકાંત પ્રભુમય જીવન ગાળનારમાં બાહ્ય પ્રસંગો ઉલ્લેખ કરવા યોગ્ય હોતા નથી, અને કદાચ હોય તો પણ તેમાં તેમનું આંતરિક જીવન પ્રતિભાસિત થતું હોતું નથી. પરંતુ દરેક વસ્તુના યોગમાં પોતાના કારુણ્ય, ચીવટ, ધૈર્ય અને પ્રેમ દ્વારા તે તે વસ્તુને પણ ભાવભરી બનાવતા.

હવે આપણે તેમની સાથે કેટલીક વ્યક્તિઓના પરિચય તેમજ તેમાંથી ઉદ્ભવતી તેમની મીઠાશના કેટલાક પ્રસંગો જોઈએ.

[ ૬ ]

**ભગિની નિવેદિતા** "ભગિની નિવેદિતા આવીને માતાજીને પ્રણામ કરીને બેઠાં. માએ તેમના કુશળ સમાચાર પૂછ્યા પછી એક સુંદર પંખો તેમને આપતાં કહ્યું 'મેં તમારે માટેજ આ કર્યો છે.' નિવેદિતાએ પંખો લઈને ખૂબ આનંદપૂર્વક માથે ફેરવીને, છાતી

સરસો ચાંપીને કહ્યું: 'કેવો સુંદર'! વળી અમને બતાવીને બોલ્યાં: 'માએ કેવો સરસ બનાવ્યો છે!' માએ કહ્યું: 'એક સામાન્ય વસ્તુ મળતાં પણ તેમનો આનંદ જોયો? કેવી સરળ શ્રદ્ધા! જાણે સાક્ષાત દેવી! સ્વામીજીની કેવી ભક્તિ કરે છે! પશ્ચિમમાં જન્મ્યાં છે છતાં પોતાનું સર્વસ્વ છોડીને સ્વામીજી માટે જીવન ગાળે છે. કેવી ગુરુ-ભક્તિ અને આ દેશ ઉપર તેમની કેવી પ્રીતિ!' એક વાર નિવેદિતા-સ્કૂલમાં માતાજી જવાનાં હતાં. નિવેદિતાએ બધાંને કહ્યું: 'માતા-દેવી આજે આપણે ત્યાં પધારવાનાં છે, આજે તમે બધાં ખુશ-ખુશાલી કરો.' ચાર વાગે માની ગાડી ગઈ. સાથે હતાં રાધુ ને ગોલાપમા. જેવાં ઊતર્યાં કે તરતજ નિવેદિતાએ સાષ્ટાંગ પ્રણામ કર્યા. માતાને પુષ્પાંજલિ દેવા માટે અમને બધાંને ફૂલ આપ્યાં. પછી બધાંએ ગાન ગાયું."

એક વાર 'નિવેદિતા' વિષેની ચોપડી સાંભળીને માએ કહ્યું: "મારે માટે કાંઈક કરવાની કેવી તાલાવેલી! રાત્રે જ્યારે મને મળવાને આવતાં ત્યારે મારી આંખે પ્રકાશ નડશે એમ માનીને એક કાગળ આડો દઈ દેતાં......જે સુપ્રાણી હોય છે તેને માટે મહાપ્રાણી (અંતરાત્મા) રડે, બેટા!"

**કોઈ પશ્ચિમની યુવતી:** "રાસબિહારી મહારાજે માને કહ્યું: 'કોઈ એક મડમ આપનું દર્શન કરવા માગે છે. આવવાનું કહું?' માએ સંમતિ દીધી. મડમે આવીને માને પ્રણામ કર્યા. તે બાઈ બંગાળી જાણતાં હતાં. તેથી કહ્યું: 'મને લાગે છે કે આપને મુશ્કેલીમાં તો નથી મૂકતીને? મારે એક દીકરી છે, તે ખૂબ મઝાની છે, તેને ઘણી માંદગી છે, તેથી મા, આપની દયા માગવા આવી છું. આપ દયા કરો કે જેથી તેને સારું થઈ જાય. માતાજી, એટલી કૃપા કરો.' માએ કહ્યું: 'તેને માટે ઠાકુરની પાસે પ્રાર્થના કરીશ, જરૂર સારું થઈ જશે.' મડમને આશ્વાસન મળ્યું અને આભારપૂર્વક

બોલ્યાં: 'હવે વાંધો નહિ. આપની ઈચ્છા છે તો તે જરૂર સારી થઈ જશે.' પછી માએ ગોલાપમાને ઠાકુરને ધરેલાં ફૂલ લાવવાનું તેમજ પદ્મ આણવાનું કહ્યું. માએ બિલીપત્ર અને પદ્મ લઈને આંખ આગળ ધર્યાં. થોડીવાર મૌન રહ્યાં. પછી ઠાકુર સામે નજર કરીને મડમને આપતાં કહ્યું: 'છોકરીને માથે ફેરવી દેજો.' મડમે અંજલિમાં ફૂલ લીધાં અને પ્રણામ કરીને કહ્યું: 'ત્યાર પછી શું કરવું?' ગોલાપમાએ કહ્યું: 'સુકાઈ જાય એટલે નદીમાં પધરાવી દેજો. એજ.' મડમે કહ્યું: 'ના, ના, ભગવાનની ચીજ તે કાંઈ નદીમાં નાખી દેવાય! નવા કપડામાં તેને રાખીને દરરોજ છોકરીના માથા ઉપર ફેરવીશ.' માએ કહ્યું: 'ઠીક છે.' ત્યાર પછી વિદાય લેતી વખતે તેમની આંખોમાંથી આંસુનાં ટીપાં ખરવા લાગ્યાં. માએ છેવટે કહ્યું: 'એકવાર મગળવારે આવજો.'"

**પોલેંડની એક સ્ત્રી:** વેદાંત શીખવા માટે ભારતવર્ષમાં આવેલી એક પોલેંડની બાઈ માનાં દર્શને ગઈ. તેમણે કલકત્તામાં માતાજી વિષે સાંભળેલું. માતાજી સાથે વાતો કરતાં તેમણે જણાવેલું કે બાહાઇ સંપ્રદાય શ્રીરામકૃષ્ણના સર્વધર્મસમન્વયના શિક્ષણને અનુરૂપ છે. તે બાઈ પણ તેજ સંપ્રદાયનાં હતાં. તેમના ગયા પછી માતાજીએ જણાવ્યું: "ઠાકુરે ભાવાવસ્થામાં જણાવ્યું'તું કે તેમના ઘણાય પીછાનવાળા આ દેશમાં તેમજ પરદેશમાં છે. બાઈ ભકિતવાળી છે."

**નાગ મહાશય:** "અહા, તેમની તો વાતજ શી કરવી? મને સાક્ષાત ભગવતી ભાવે જોતા. પહેલે દિવસે જ્યારે મને મળવા આવ્યા ત્યારે એકાદશી હતી. તે વખતે કોઈ પણ પુરુષ ભક્ત મારાં પ્રત્યક્ષ દર્શન કરવા પામતો નહિ, માત્ર સીડીમાં ડોકિયું કરીને પ્રણામ કરવાના. એકવાર ચાકરે આવીને મને જણાવ્યું: 'મા, નાગ મહાશય કોણ છે? તેઓ પ્રણામ કરે છે અને માથું એટલું જોરથી અથડાવે છે કે કદાચ માથામાંથી લોહી નીકળશે. શરદ મહારાજ તેમ કરવાનું

ઘણુ ના કહે છે, પણ પોતે કાઈજ સાભળતા નથી, જાણે કે ભાનજ ના હોય! પાગલ તો નહિ હોયને, મા?' મે કહ્યુ 'અરે, જા જા, જઈને શરદને કહે કે અહી મોકલે' પછી શરદ પોતેજ લઇ આવ્યો જોયુ તો કપાળ ફૂલી ગયેલુ, આ ખમાથી ધારા વહે, પગ ગમે તેમ પડે મે ઝાલીને બેસાડયા માત્ર 'મા' 'મા'ની ધૂન, જાણે કે પાગલ! છતાય શાત, ધીર, સ્થિર! આસુ મે લૂછી નાખ્યા હુ ખાવા બેસતી'તી. પૂરી, મીઠાઇ અને થોડા ફળ હતા તે થોડુ તેમના મોમા મૂકયુ, પણ ગળાથી નીચે ઊતરેજ નહિ ને! કેવળ 'મા' 'મા' 'મા', બસ! પછી માગ પગ ઝાલીને મેધ મને નવા જણાવવા લાગ્યા 'મા, તમે તો ખાધુ નથી શરદ મહારાજને જણાવીએ કે એમને ખમેડે' મે કહ્યુ 'સહેજ સ્થિર થવા દો' થોડીવાર પછી શરીરે તેમજ માથે હાથ ફેરવતા ફેરવતા અને ઠાકુરનુ નામ બોલતા બોલતા ભાનમા આવ્યા મે પણ ખાધુ, તેમને પણ થોડુ ખવરાવ્યુ પછી જતી વખતે બોલતા બોલતા ગયા 'નાહ નાહ, તુહૂઁ, તુહૂઁ!'"

**નરેન્દ્ર** "એક વાર નરેન્દ્ર મને બેલુડ મઠમા લઇ ગયો અને દુર્ગાપૂજાના આચાર્યને મારે હાથે દક્ષિણા દેવરાવી પૂજાને દિવસે લોકોની બહુ ભીડ હતી નરેન્દ્રે આવીને મને જણાવ્યુ 'મા, મને તાવ ચડાવી દો' અરે, બોલતા બોલતા તો તેને તાવ ચડવા લાગ્યો! મે કહ્યુ 'અરે, હવે શુ થશે?' નરેન્દ્ર કહે 'કાઇ ચિંતા નથી, મા મે જાણી જોઇને તાવ ચડાવ્યો છે, કારણ કે છોકરા પ્રાણપર્યંત પરિશ્રમ કરે છે, છતાય કયાક ત્રૂટિ રહી જવાની અને હુ સાખી શકવાનો નહિ, કાઈકને કાઈક બબ્બ બોલવાનો કદાચ એકાદ થપ્પડ પણ લગાવી દેવાય. અને તે વખતે તેમને દુખ થાય, મને પણ લાગે તેથી મે વિચાર્યું કે તાવને બોલાવુ તો ઠીક.' ત્યાર પછી જ્યારે બધુ પતી ગયુ ત્યારે મે કહ્યુ 'નરેન્દ્ર, હવે તો ઊઠ' 'આ ઊઠયો' કરતોક ને તરતજ સ્વસ્થ થઈ ગયો. સાથે તેવી

માને પણ લાવ્યો હતો. તેની મા રીંગણ સમારે, મરચાં વીણે અને અહીંતહીં હરેફરે. મનમાં એમ કે મારો નરેન્દ્ર બધું કરી રહ્યો છે! તે વખતે નરેન્દ્રે માને કહ્યું: 'અરે, મા, શું કરે છે? માતાજીની પાસે તો જરા બેસ. તને થતું હશે કે મારો નરેન્દ્ર બધું કરી રહ્યો છે. પણ તેમ નથી, મા. જે કરનાર છે તેજ કરે છે, નરેન્દ્ર તો કાંઈ નથી.'"

**યોગાનંદ**: શારદામાતાએ દીક્ષા દેવાની શરૂઆત ઠાકુરની પ્રેરણાથી યોગાનંદથી કરેલી. એ રીતે માતાજી એમનાં મંત્રદીક્ષા દેનારાં ગુરુ ગણાય. માતાજીની સાથે વૃંદાવનમાં કે કામારપુકુરમાં યોગાનંદ રહેતા. કાશી જઈને તેમણે પ્રચંડ તપશ્ચામય જીવન ગાળ્યું, પરંતુ પરિણામે શરીર એટલું બધું લેવાઈ ગયું કે આમાશય થવાથી મઠમાં પાછા ફર્યા. માતાજીની પરિચર્યા, અતિથિઓ માટે માતાજીનાં દર્શનની વ્યવસ્થા વગેરે કરવામાં પોતે સમય પસાર કરતા. તેમના મૃત્યુથી માતાજીને ઘણો આઘાત થયો. તે વખતે તેમણે કહેલું: "મકાનની એક ઇંટ ખરી પડી, હવે બીજી પણ ખરવા લાગશે." તેમનું સ્મરણ કરતાં માતાજી જણાવે છે: "યોગેન જેવું મને કોઈ ચાહતું નહિ. કોઈ તેને આઠ આના આપે તો તે મારે માટે સઘરી રાખતો. મારી નિરંતર દિનચર્યાનો એ સાક્ષી હતો."

**બાબુરામ (સ્વામી પ્રેમાનંદ)**: ઇ. સ. ૧૯૧૮ ના જુલાઈ માસની ૨૯ મી તારીખે સાંજે બાબુરામે દેહ છોડ્યો. દર્શને ગયેલાંને માતાજી કહેવા લાગ્યાં: "આવો બેટા, બેસો. આજે મારો બાબુરામ ગયો. સવારથી રડું છું, મા." મા રડવા લાગ્યાં. કહે: "મારા હૃદયમાં એનું ઉચે સ્થાન છે. બેલુડ મઠનાં બળ, ભક્તિ, બુદ્ધિ વગેરે બધાજ ગુણો તેનામાં મૂર્તિમંત હતા. મઠનો એ દીવો હતો, બેટા. તેની મા ગરીબ હતી, પોતાના પિતાની મિલ્કત તેને વારસામાં મળેલી." પછી ઠાકુરની છબી તરફ નજર કરીને અત્યંત કરુણાર્દ્ર

ત્યારે મા બોલ્યા "હે પ્રભુ, તમે મારા બાબુરામને ઉઠાવી લઈ લીધો !"

**ગોલાપમા** માતાજીના અત્યંત અંતરંગ સ્ત્રીભક્તોમાંના ગોલાપમા પણ એક હતા જાતે પોતે બ્રાહ્મણ હતા પોતાની એકની એક દીકરીના મૃત્યુના શોકથી તેમણે દક્ષિણેશ્વરમા પરમહંસદેવનો આશરો લીધેલો ત્યાં માતાજીનો સંગ થયો રામકૃષ્ણ માતાજીને તેમની સોંપણી કરતા ગયેલા પોતે સાચા બોલા, નીડર અને ભાવભક્તિથી ભરપુર હતા માતાજીના ઘણા વ્યવહારમાં તેમને ઘણી વાર તેઓ બચાવી પણ લેતા તેમને વિષે માતાજી જણાવે છે "ગોલાપનું મન કેવું શુદ્ધ છે ! કેવો ઉન્નત તેનો આત્મા છે ! શુદ્ધ કે અશુદ્ધની તેને કાંઈજ પડી નથી કોઈપણ જાતના ચોખલિયાટવેડા તેને ગમતા નથી આ તેનો શેષ જન્મ છે એના જેવો આત્મા કરવા માટે જનમ ધરવા પડે ગંગાને બન્ને કિનારે માઈલો સુધી શુદ્ધ પવિત્ર હવા રહે છે, આ હવા નારાયણનુંજ મૂર્તિમંત સ્વરૂપ છે તપશ્ચર્યાથી મન નિર્મળ બને છે"

**યોગેનમા** માતાજી વારંવાર કહેતા "યોગેન અને ગોલાપ મારે વિષે બધુંજ જાણે છે" માતાજીના અંતરંગમાંના તે એક, આધ્યાત્મિક બાઈ હતા શ્રી રામકૃષ્ણ કહેતા "સ્ત્રીઓમાં યોગિન જ્ઞાની છે એ કોઈ સાદુ ફૂલ નથી કે તરતજ ખીલે એ તો છે સહસ્રદળ કમળ ધીરે ધીરે પૂર્ણ કળાએ ખીલશે" માતાની સાથે વૃંદાવનમા વાસ દરમિયાન તેમને પણ સમાધિનો અનુભવ થતો. દક્ષિણેશ્વરમા માતાનું માથું પોતે હોળતા તેમની સાથે તીર્થયાત્રાના પણ સાથીદાર હતા તેમની નોંધપોથીમાંથી માતાજીના જીવનના ઘણા અગત્યના પ્રસંગો તેમજ ઐતિહાસિક ઘટનાઓ મળી આવે છે. તેમને તંત્રનું, વૈદિક કર્મકાંડનું સારું જ્ઞાન હતું

**ગૌરીમા** માતાજીના નિકટનામાંના નિકટતમ ગૌરીમા હતા. તેમનામાં વિદ્વત્તા, વ્યવસ્થાશક્તિ તેમજ આધ્યાત્મિકતાનો શુભ

સમન્વય હતો. નાનપણથીજ આતરિક ચેતનાને પરિણામે પોતે પરણવાની ના પાડીને સંસારનો ત્યાગ કર્યો અને હિમાલયમાં તપશ્ચર્યા કરી. પછી શ્રી રામકૃષ્ણના સંસર્ગમાં આવવાથી માતાજીની સાથે જીવન વ્યતીત કરવા લાગ્યા. ગુરુને તેમની વ્યવસ્થાશક્તિ માટે બહુ માન હોવાથી તેમણે તેમને સ્ત્રીઓના ઉદ્ધાર માટે જીવન ગાળવા સૂચવેલું. પોતે પાછળથી 'શ્રી શારદેશ્વરી આશ્રમ'ની સ્થાપના કરી. કલકત્તામાં સ્ત્રી કેળવણીની સંસ્થાઓમાં તેનું ઉચ્ચ સ્થાન છે.

ગૌરીમા તેમજ માતાજીનો પરસ્પરનો સંબંધ અગાધ દિવ્ય પ્રેમ અને સમતાથી ભરેલો છે. ગૌરીમાએ માતાજી વિષે જે જણાવ્યું છે તે ખૂબ યથાર્થભાવે સમજપૂર્વક કહ્યું છે. તેઓ જણાવે છે: 'શ્રી શારદાદેવી માત્ર પરમહંસદેવના સહયોગી નહોતા, પરંતુ તે એવા પાત્ર હતા જેમાં તેમને વિશ્વજનનીના દર્શન થયા. પોતાની પત્નીનેજ વિશ્વજનની તરીકે ગણીને પૂજવાની ઘટના કોઈ યુગમાં ક્યાંય થઇ જાણી નથી. હજુ તેમને કોઈ પીછાની શક્યું નથી. મને લાગે છે કે તેમના સમગ્ર જીવનનો સાચો અભ્યાસ આખા જગતને કાંઈક નવીન આપશે.' દુર્ગાપૂજાનો તેમનો એક પ્રસંગ નોંધવા જેવો છે. પૂજાના દિવસોમાં પોતે હમેશા માતાજીની પાસે ચંડીપાઠ વાંચતા. છેલ્લે દિવસે તેમણે માતાજીની આંખોને આઠ રક્તકમળથી પૂજા કરી અને કહ્યું: 'મા, ચંડીનો પાઠ સાક્ષાત ચંડીની હાજરીમાં વાંચીને આજે તેની હું પૂર્ણાહુતિ કરું છું. હવે પછીથી દુર્ગાપૂજા વખતે મારે માટે તેનો પાઠ આવશ્યક નહિ, પરંતુ આપની ઈચ્છા પર નિર્ભર રહેશે.'

માતાજી પણ ગૌરીમાને પોતાની દીકરીની માફક ચાહતા. તેમને 'ગૌર-દાસી' કહીને બોલાવતા. ગૌરીમાના મંદવાડ વખતે માતાજી તેમને પડખે આખી રાત બેસી રહેતા. માતાજી કહેતા

"જે મહાન હોય છે તે એકજ હોય છે. તેનો જોટો મળતો નથી. ગૌર–દાસી તેમાંની એક છે." જ્યારે તીર્થયાત્રા કરતાં કરતાં માતાજી મદ્રાસ ગયેલાં ત્યારે તેમને ઘણાંએ ભાષણ કરવાની આગ્રહભરી વિનંતિ કરેલી. તે વખતે તેમણે ગૌરીમાને યાદ કરતાં કહેલું: "મને ભાષણ કરતાં ક્યાં આવડે છે? ગૌરદાસી હોત તો જરૂર કરત."

**લક્ષ્મીદિદિ**: શ્રીરામકૃષ્ણના મોટાભાઈ રામેશ્વરની દીકરી હોવાથી બધાં તેમને લક્ષ્મીદિદિ (દિદિ=બ્હેન) કહેતાં. પોતે બાળ–વિધવા હતાં, અને ટંકારખાનાવાળા મકાનના વાસ દરમ્યાન તે માતાજીની સાથે રહેતાં. લક્ષ્મીદિદિ વાતચીતમાં ઘણાં કુશળ, અને અભિનયમાં એકકો હતાં. રામકૃષ્ણના ઘણા હાવભાવનું પોતે અનુકરણ કરતાં, ભજનો સરસ ગાતાં અને ભાવમય નૃત્ય કરતાં કરતાં ઘણી વાર તન્મય થઈ જતાં. તેમની યાદશક્તિ ઘણી સરસ હોવાથી પુરાણનાં આખ્યાનો સરસ રીતે કહી જાણતાં.

[ ૭ ]

ઉપર આપણે શારદામાતાના અંતરંગ મંડળના નિકટવર્તી ભક્તોનો ઉલ્લેખ કરી ગયા. હવે તેમના બહિરંગ મંડળના દૂરવર્તી ભક્તો તેમજ અનેક અવસ્થાનાં અનેક થરનાં સ્ત્રી–પુરુષોનાં જીવન સાથે સંકળાયેલા તેમના માતૃત્વને વ્યાપક ભાવે નિહાળીએ. આપણે આગળનાં ઘણાં દૃષ્ટાંતો ઉપરથી જોઈ શકીશું કે માતાજીના અંતરમાં રહેલી માતૃત્વની ભાવના તેમના જીવનની પળે પળે નીતરતી. તે જેટલી ઉંડી હતી તેટલી વ્યાપક હતી. એ વ્યાપકતાનો ખ્યાલ હવે આપણને આવશે.

એક વાર કોઈ ભક્તે માતાજીને પ્રશ્ન કર્યો: "મા, બીજા બધા અવતારો પોતપોતાની શક્તિની પછી પણ દેહરક્ષણ કરી ગયા છે; પરંતુ ઠાકુર આપને મૂકીને આગળ કેમ ચાલ્યા ગયા?" માતાજીએ

જવાબમા કહ્યુ "બાબા, ખબર છે ને કે ઠાકુરનો જગતના પ્રત્યેક ઉપર માતૃભાવ હતો ? તે માતૃભાવનો વિકાસ કરવા માટે મને રાખી ગયા છે" કોઈએ પૂછ્યુ કે મા, તમે બધાયના માતા છો ? ત્યારે માતાજીએ જણાવ્યુ "હા બધાયની" "બધા જીવજંતુના પણ ?" "હાસ્તો" "ત્યારે એ બધાંને આટલુ કષ્ટ શાને વેઠવુ પડે છે ?" "એમને માટે આ જન્મમા એમજ હોય.

એકવાર માતાજીએ કહ્યુ "આ તમે બધા છો તે જો મારા પોતાના ના હો તો અહીં આવ્યા શી રીતે ?" "અમે બધાય તમારા ?" "જરૂર, એમા વળી સશય શો ! જે પોતાના હોય છે તેમની સાથે તે બધાજ યુગે યુગે અવતરે છે"

**લલિત** નામનો એક પહાડ જેવો મોળ વર્ષનો છોકરો હતો તેનામા અપ્રગટ રહેલી મહાશક્તિ પ્રકટવાની તૈયારી કરી રહી હતી તેનો ચહેરો સુગઠિત કૃષ્ણ વર્ણનો હતો ભીતરમા જાણે કે ભગવદ્ભક્તિનુ અમૃતસ્રોત છલોછલ ભરેલુ હતુ તેનો અનુરાગ બહાર પણ ભભૂકી ઊઠતો માને તે કહેવા લાગ્યો "મા, મને આપના શ્રીચરણમા સ્થાન દ્યો બોલો, નહિ તો અહીંથી જવાનો નથી કહો કે મે તને સ્વીકાર્યો છે" એમ કહીને તે રડવા લાગ્યો એવામા અકસ્માત ઘીના વાસણને તેનો પગ અથડાવાથી તે ગભરાઈને બોલવા લાગ્યો "અરે, મે આ શુ કર્યુ ? કોઈ ભક્તિપૂર્વક માને ઘી આપે, મે તેનો પગથી સ્પર્શ કર્યો ? છિ, છિ !" આ પ્રમાણે બોલ્યા કરતો હતો એટલામા તે ઓરડામા માથા ઉપર વાળ બાધેલી એક ગાગર્ણી વિધવા આવી તેણે કહ્યુ, "બેટા, દુઃખ કર નહિ, પગ લાગ્યો તેમા થઈ શુ ગયુ ? પગ તો કાઈ સૃષ્ટિની બહારનો નથી, તેનુ સૃષ્ટિમા સ્થાન છે, શરીરનું તે અગ છે, બેટા" લલિતને તેની સૌમ્ય સાત્વનાભરી વાણીથી શાતિ વળી અને પછી બોલ્યો "મા, મને આશીર્વાદ આપો" "ઠાકુર તને આશીર્વાદ આપો", એમ કહીને માએ તેના માથા ઉપર હાથ ધર્યા પછી લલિત ચાલ્યો ગયો

એક સોળ કે સત્તર વર્ષની છોકરીને લઈને એક પ્રૌઢ ભદ્રલોક બારણામાં આવીને ઊભો. માને કહ્યું મા, આ મારી દીકરી છે તેને એક દીકરી જન્મી, પણ આજે સવારે તે મરી ગઇ, તેથી તે શોકથી વિહ્વલ બની ગઈ છે. તેથી આપની પાસેથી સાત્વના પામવા માટે તેને લઈ આવ્યો છુ." સાભળીને માએ કહ્યુ "આવો મા" છોકરી ઓરડામા જઈને માની પાસે બેઠી અને પદધૂલિ લેવા માટે હાથ લબાવ્યો. માએ સહેજ ખસી જઈને કહ્યુ "મને તારે સ્પર્શ કરવો છે? અશૌચ છુ ને?" એવુ સાભળીને તે છોકરીનુ મો પડી ગયુ સકોચ પામીને બેસી રહી. માએ તેના મો તરફ નજર કરી, ત્યાર પછી કરુણ સ્વરે બોલ્યા "અરે બેન! સાત્વના પામવા માટે મારી પાસે તુ આવી અને મે તને કષ્ટ આપ્યુ, નહિ, બેન? ભલે અશૌચ હોય, ખુશીથી મારા પગનો સ્પર્શ કરીને પ્રણામ કર" છોકરીની આખમાથી આસુ ખરવા લાગ્યા અને માના શ્રીચરણમા તેણે માથુ મૂક્યુ. માતાએ તેને આશીર્વાદ આપ્યા. છોકરીને પોતાની પાસે બોલાવીને થોડા મીઠા વેણ કહ્યાં 'હુ તને શુ કહુ બેન, હુ તો કાઈજ જાણતી નથી. ઠાકુરની એક છબી તારી પાસે રાખજે અને જાણજે કે તેઓજ સત્ય છે, તારી પાસેજ રહ્યા છે. તેમની પાસે તારા દુઃખ રડજે. તેમને જણાવજે કે હે ઠાકુર, મને તમારી તરફ સ્વીકારો, મને શાતિ આપો, એમ કરતા કરતા તારા પ્રાણમા શાતિ સ્થપાશે" ત્યાર પછી બીજા બધા તરફ નજર કરીને માએ કહ્યુ "આજે શોક થયો, અને આજે જ કાઈ નિયર થઈ વા'!" પછી પ્રણામ કરીને પિતાપુત્રી વાત થઈને ચાલ્યા ગયા.

એક અભિજાત મહિલા કર્મને દોષે દુષ્ટવૃત્તિપરાયણ બની ગઈ હતી. કોઈ એક સાધુની નજરે ચડવાથી તેનો સદુપદેશ પામી પોતાના કૃત્યોનો બળાપો કરવા લાગી. તેના કહેવાથી જયરામવાટી તે વેળાએ રહેતા માતાજીની પાસે તે નઈ ગઈ

પ્રવેશ કરતા સકોચ પામતી રડતી રડતી પોતાના પાપની વિતક કથા કહેતી બારણામા તે ઊભી રહી "મા, મારુ શુ થશે? હુ આપના આ પવિત્ર મદિરમા પેસવાને યોગ્ય નથી" માતાજીએ જઈને તેને બોલાવી લીધી અને કહ્યુ "આવ, બેટા, ઘરમા આવ પાપ તને સમજાયુ તેથી અનુતપ્ત થઈ હવે તને મત્ર આપીશ, ઠાકુરના શ્રીચરણમા બધુ સમર્પી દે તારે ભય શો છે, બેટા?"

ઈ સ ૧૯૧૬મા મઠમા દુર્ગાપૂજાનો પ્રસગ હતો સપ્તમીની પૂજાને દિવસે માતાજી બપોરે મઠમા ગયા અષ્ટમીને દિવસે ઘણા લોક માતાજીને પ્રણામ કરવાને ગયા માતાજીને વારવાર ગગાજળથી પગ ધોતા જોઈને યોગેનમાએ પૂછ્યુ "મા, આ શુ કરો છો? શરદી થઈ જશે.' માએ કહ્યુ યોગેન, શુ કહુ તને? કોઈના પ્રણામથી પગ ઠડા થઈ જાય છે, કોઈના પ્રણામથી વળી જાણે દાઝે છે! ગગાજળથી ધોઉ નહિ તો રહેવાતુ નથી પણ કોઈને કાઈ કહેતી નથી' એક જણે કહ્યુ "મા, તમારા જેવા મા મળ્યા છતા કાઈ કર્યુ નહિ!" માએ કહ્યુ "હમેશા મનમા રાખજો કે તમારી પાછળ ઠાકુર છે હુ છુ ત્યા લગી તમારે ભય કોનો? ઠાકુર મને કહી ગયા છે 'જેઓ તમારી પાસે આવશે, તે બધાને હુ સભાળી લઈશ' જેને જે મનમા ફાવે તે તેમ ભલે કરે ગભરાશો નહિ ઈશ્વરે હાથ પગ આપ્યા છે, તો ઈન્દ્રિયો પોતપોતાનુ કામ કરશે જ એમા ગભરાવાનુ શુ છે?'

એક વાર ઠાકુરને નૈવેદ્ય ધરાવતી વખતે તેમની છબીમાથી પ્રકાશનો સ્રોત નૈવેદ્ય ઉપર પડતો એક ભક્તે જોયો તેથી તેણે માતાજીને કહ્યુ "મા, હુ જે જોઉ છુ તે મારો કોઈ ભ્રમ છે કે સાચે સાચ છે? મને સમજાવો" માએ કહ્યુ "બરાબર છે" તેણે કહ્યુ "પણ હુ શુ કહુ છુ તે તમે સમજ્યા?' મા "હા, ગીતામા વાચ્યુ નથી કે ભગવાનને ભક્તિપૂર્વક જે કાઈ દેવામા આવે તે તે પોતે પામે છે?"

વિદાય લેતી વેળા એક ભક્તે માને કહ્યું: "મા, મારાં જેવાં તો તમારે લાખો છોકરાં છે, પણ તમારાં જેવી મા મારે બીજી નથી." સાંભળીને માએ સજલનયને તેને વ્હાલભર્યું ચુંબન કર્યું!...

જયરામબાટીમાં એકવાર આખી રાત એક વાછરડું ચીત્કાર કરતુ હતુ. દૂધને માટે તેને તેની માની પાસેથી દૂર બાંધવામાં આવ્યું હતું. તે સાંભળીને માએ જઈને છોડતાં છોડતાં કહ્યું: "આવું બેટા, આવુ છુ. હમણાંજ છૂટું કરું છુ."......

બીજે દિવસે બપોરે પાલખીમાં બેસીને લલિતબાબુ રાધુનાં ઘરેણાં આણવા ગયા. લલિતબાબુ કલકત્તાના પોલિસ અમલદારની ચિઠ્ઠી લઈને સરકારી વેશમાં ગયા હતા. માતાજીએ માસ્તર મહાશયને તેમની સાથે મોકલ્યા, કારણ કે, કદાચ બ્રાહ્મણ ઘરેણાં પાછાં ના આપે તો લલિતબાબુ તેમનુ અપમાન ના કરી બેસે! રાતે એ વાગ્યા હતા. માતાજીને આખી રાત ઊંઘ આવી નહિ તેથી વાયુ થઈ આવ્યુ. બધાંને ખબર પડવાથી દવાની શોધ થવા લાગી. માને બધાંએ પૂછ્યુ "મા, આમ કેમ થયું!" પછી માએ કહ્યું: "એ બધા તો ઘરેણા લાવવા નીકળી ગયા, પણ મને ચિંતા થવા લાગી કે કદાચ બ્રાહ્મણનું અપમાન ના થાય? તેથી વાયુ થઈ આવ્યુ." ભક્તોએ વિચાર્યું કે જે બ્રાહ્મણે આટઆટલી ધમાલ મચાવી, જેણે આટલાં કષ્ટ દીધાં, તેને માટે આટલી ચિંતા!......

એકવાર જયરામબાટીમાં એક ભક્ત ખાઈને પોતાની એઠી થાળી લઈ જતો હતો. માએ તેના હાથમાંથી તે લઈ લીધી. તે ભક્તે કહ્યું: "ના મા, હુ જ લઈ જઈશ." માએ કહ્યું: "હું તેમાં તમારુ શું કરું છુ? માના ખોળામાં છોકરાં બધે, કંઇ કંઇ કરે! તમે બધાં દેવને દુર્લભ ધન છો.".........

સાંજે એકવાર મા બેઠાં હતાં. ઠાકુરના એક ભક્ત પૂર્ણબાબુ માંદા હતા. બચવાની આશા નહોતી. તેમનાં મા આવતાં હતાં. તેમને

આવતા જોઈને માતાજીએ કહ્યુ "એ આવ્યા રાજ રોજ આવીને મને સતાવે છે કે 'મા મને આશીર્વાદ આપો, પૂર્ણને સાજો કરી દ્યો જાણુ છુ કે તે બચવાનો નથી, છતા તેમના નમ્રના સ્નેહને લઈને કહેવુ પડે છે કે સારુ થઈ જશે " પૂર્ણની માએ માતાજીને પ્રણામ કરીને એની એ વાત જણાવી રડવા લાગ્યા માએ કહ્યુ "હુ શુ કરુ, મા? ઠાકુરને જણાવો પૂર્ણની મા "તમે ઇચ્છા કરો તો બચી જાય, મા ' માએ કહ્યુ "હુ તો ઠાકુરને જણાવુ છુ પછી માએ બધાને જણાવ્યુ ઠાકુરે તો કહ્યુ જ હતુ ' પૂર્ણને પરણાવશો તો વધારે જીવશે નહિ તે વખતે સાંભળ્યુ નહિ જલદી જલદી તેનો વિવાહ પતાવી દીધો કદાચ સન્યાસી થઈ જાય એમ માનીને' થોડા દિવસ પછી સધ્યાની આરતી બાદ મા, યોગેન મા વગેરે બધા સૂતા હતા મા અર્ધજાગ્રત દશામા હતા એકાએક ઊઠીને બોલી ઊઠયા ' યોગેન, પૂર્ણ મરી ગયો ' શુ ' યોગેને કહ્યુ તમને કોણે જણાવ્યુ? માએ કહ્યુ "ઊંઘમા જાણે કે કોઈ કહી ગયુ કે પૂર્ણ મરી ગયો ' ' હા, મા આજે સાંજે જ તમને જાણી જોઈને કહ્યુ નહોતુ આખી રાત માએ પૂર્ણની જ વાતો કરી અને તેને માટે દુખિત થતા લાગ્યા

ઉદ્બોધનમા માતાજીની પાસે એક સ્ત્રી આવતી માતાજી તેને ખૂબ ચાહતા, પરતુ તેનો સ્વભાવ ખરાબ હોવાથી સાધુભક્તો તેની હાજરી ઇચ્છતા નહિ માતાને જ્યારે તેની ખબર પડી ત્યારે તેમણે જણાવ્યુ "જુઓ, ગગામા કેટલીયે અપવિત્ર ચીજો વહે છે, તેથી શુ ગગા અપવિત્ર બની ગઈ?"

એક જણે ઘણુ ખરાબ કાર્ય કરેલુ તેને કઠોર દડ દેવા માટે માતાજીને ઘણાએ જણાવ્યુ માએ કહ્યુ "હું તો મા છુ, હુ શી રીતે એમ કરી શકુ?" એક ત્યાગી ભક્તની માએ પુત્રને સસારમા લાવવા માટે માતાજીની પાસે માગણી કરી માએ કહ્યુ

"ત્યાગી બાળકને ગર્ભમાં ધારણ કરવો એ સૌભાગ્યની વાત છે. લોકો તો એક પીતળની વાટકીનો પણ ત્યાગ કરી શકતાં નથી, અને સંસારનો ત્યાગ કરવો એ શું સહેલ છે! તમે એની માતા છો, તમારે ચિંતા શી? ભલે ને સાધુ થાય, પણ તમારી સેવા તો કરશે ને!"......પીતાંબર નાથ નામે એક ભકત જયરામબાટીમાં ઓશરીની બહાર બેઠો બેઠો માતાજી સાથે વાતો કરતો હતો. માએ તેને અંદર આવવા કહ્યું. પોતે હીન જાતિનો છો એમ તેણે જણાવતાં માએ કહ્યુ: "કોણ કહે છે તું નીચ જાતનો છું? તું મારો દીકરો છું, અહીં આવીને બેસ."...એક જણે પૂછ્યુ: "મા, આપનાં સ્વજનો આપના સત્સંગમાં રહે છે, છતાં તેમને કાંઈ પણ જ્ઞાન કેમ થતું નથી?" મા બોલ્યાં: "બધાંય વાંસ કે શીમળો કે તાડ હોય, ત્યાં ચંદન પાસે હોય તોય શું વળે? સારવાન વૃક્ષ જોઈએ."......કોઈ જાતની આશા નહિ હોવા છતાં એક વિશિષ્ટ ભદ્ર લોકને ત્યાંથી એક ભક્ત યુવકના લગ્નને માટે કહેણ આવ્યું. પૈસા પણ ઘણા મળવાનું જણાવ્યું. યુવકની જીંદગી સુધી ગુજરાનનો વાંધો ના આવે એવો મોટો આંકડો હતો. તે વખતે તે યુવક એમ. એ. પાસ કરીને કોઈ નિશાળમાં મુખ્ય શિક્ષક હતો. તેનું મન પણ વિષયોની આકાંક્ષાથી રહિત નહોતું. તેથી માતાજીનો અભિપ્રાય જાણવા માટે એક વાર તે ગયો. માએ બધુ સાંભળીને કહ્યું: "બાબા, તું ઠીક ઠેકાણે છું. શા માટે પાછો સંસારના અગ્નિમાં શેકાવા જાય છે? જે કાંઇ કરે છે તે બરાબર કરે છે." યુવકે જણાવ્યું: "પરંતુ, મા, મન વારંવાર ચંચળ બની જાય છે, વિષયો તરફ દોડે છે, તેનો ભય છે." માએ ઉત્તર આપ્યો: "તું બીશ નહિ, બેટા. હું તને કહું છું કે કળિયુગમાં મનનું પાપ તે પાપ નથી. તું તારે નિશ્ચિંત રહે. બધુંજ થઈ જશે." માની અભય વાણી સાંભળીને તેણે લગ્ન કરવાનું માંડી વાળ્યું....બીજા કોઇ એક યુવક ભકતે માને કહ્યું: "મા, હું તો લગ્ન કરવાનો નથી."

માએ કહ્યું: "એ વળી શું? સંસારમાં બધેજ જોડકી છે. આંખો પણ બે, કાન પણ બે, હાથ બે, પગ બે, તેવાંજ પ્રકૃતિ અને પુરુષ." ......એક વાર બધાં ભક્તોને માએ કહ્યું: "જુઓ, હું તો સતની પણ મા, અને અસતની પણ મા. તમારે બધાંને તે વિષે ચિંતા નહિ કરવી?"...

બં. સં. ૧૩૧૬ ના આસો માસમાં જયરામબાટીમાં દુર્ગા-પૂજાનો પ્રસંગ હતો. સપ્તમીને દિવસે બે યુવકો આવ્યા. અષ્ટમીને દિવસે ફળફૂલ લાવીને માતાજીને ચરણે ધર્યાં અને જણાવ્યું: "મા, અમને સંન્યાસ આપો." મા સહેજ હસ્યાં અને કહ્યું: "બધુંજ થશે, બેટા, તેમાં ચિંતા શી?" તેમાંનો એક જીદ કરીને બોલવા લાગ્યો. "નહિ, મા, સંન્યાસ દેવોજ પડશે. અમને ભગવાં પહેરાવો." ત્યારે મા ગંભીર ભાવે બોલી ઊઠયાં. "ભગવાંથી શું વળશે, બેટા? એમાં શું છે? તમે પરણ્યા તો નથી, તો પછી સંન્યાસી જ છોને? અને આગળ જતાં ક્રમે ક્રમે બધુંજ થઈ જશે." યુવકે જણાવ્યું: "મા, મારી ઇચ્છા છે કે જનોઈ, કપડાંલત્તાં વગેરે ફાડીને ફેંકી દઈને તૈલંગ સ્વામીની માફક સર્વદા ભગવતચિંતામાં મસ્ત રહેવું." મા હસીને બોલ્યાં: "થશે, ભાઈ થશે." પરંતુ તે તો અધીરો બની ગયો અને ઉતાવળે બોલવા લાગ્યો: "મા, આ હું તો બધું તોડીને ફેંકી દઉં છું." એમ કરવા જતો હતો એટલામાં માતાજીએ કહ્યું: "રહેવા દે, રહેવા દે. વખત આવશે એટલે બધું આપમેળેજ ખરી પડશે."

પરંતુ તેની અધીરાઈ ગઈ નહિ, તેથી વળી બોલવા લાગ્યો: "મા, ઠાકુરની મસ્તીનો એક છાંટો તો આપો, મને પાગલ બનાવી દો, બસ." માએ કહ્યું: "એમજ થશે, બેટા, બધું સારું થશે..."

જયરામબાટીથી પોતાને ઘેર ગયા પછી તે યુવક ભક્તમાં ઘણું પરિવર્તન થવા પામ્યું. ઠાકુરનાં દર્શનને માટે તે તલપાપડ

થઇ ગયો માતાજી જો ધારે તો ઠાકુરના દર્શન કરાવી શકે, છતાંય તેમ કરતા નથી, એમ માનીને તેના મનમાં અનેક સંદેહ ઊઠવા લાગ્યા ખૂબ ચીડાઇને એક વાર વળી પાછો જયરામવાટી તે દોડ્યો અને જઇને માને કહ્યુ "મા, ઠાકુરને દેખાડો છો કે નહિ?" માએ સ્નેહપૂર્વક કહ્યુ "થશે, ભાઈ, થશે" તેનાથી સહેવાયુ નહિ તેથી ક્રોધમાં કહેવા લાગ્યો "માત્ર મનાવો છો? આ રહી તમારી જપની માળા, મારે કાંઈજ જોઈતુ નથી" એમ કહીને માળા મા તરફ ફેંકી માએ નમ્રતાથી કહ્યુ "ભલે, ઠાકુરનો બાળક રહેજે" પછી તે ચાલ્યો ગયો

ત્યાર પછી તો તે ખરેખર પાગલ થઈ ગયો બધા મહારાજોને ગાળોથી ભરેલા પત્રો લખતો માતાજીને પણ કર્યાં વેણ કાગળમાં લખતો તેના અનેક ઉત્પાતને લઇને તેણે માર પણ ખાધેલો એના સંબંધમાં એક વાર એક ભક્તે માને પૂછ્યુ 'મા તેણે મંત્ર પણ પાછો આપ્યો હતો? માળા તો જાણે ફેંકી મારી, પરંતુ મંત્ર પાછો દઇ શકાય?'

માએ કહ્યુ 'એ તે કદાપિ હોય શકે? આ તો સજ્જન મન ગણાય જે મહામંત્ર એક વાર મળ્યો તે પાછો દઇ શકાય નહિં જે ગુરુ ઉપર એક વાર પ્રેમ પ્રકટ્યો તે શું કદાપિ ફરે? એ તો જ્યારે કોઇવાર પાછો પ્રકૃતિસ્થ થઇ જશે, ત્યારે બધાને પગે પડશે' તે ભક્તે પૂછ્યુ "ત્યારે મા, આમ કેમ થતુ હશે?' માએ સમજાવ્યુ "એ તો થાય એમજ ગુરુ ઘણાને મંત્ર આપે છે, પણ બધા કાંઇ સરખા હોય છે? જેવો આધાર તે પ્રમાણે ઝીલી શકે જયરામવાટીમાં આવીને તેણે પાગલ થવાની ધૂન મચાવી મે કહ્યુ 'નરી આંખે તે ઠાકુર દેખાતા હશે? પણ આંખો બંધ કરીને જોઇ શકે અને આંખો બંધ કરે ત્યારે પણ તેમની છબી તો મનમાં આવે જ ને? વિચારો! કદાચ, છબી જોઇને માનતો હશે કે મેં

ઠાકુર જોયા.' કહ્યું: "તો તું પણ સાધનભજન કર. તેમની પ્રાર્થના કર. તને પણ દર્શન થશે. માણસ પોતે આગળ કેટલો વધ્યો છે, તે પોતે સમજી શકે છે, તેનું જ્ઞાન કેટલું ચૈતન્યવંતું થયુ છે તેકળી શકે છે. પોતાના અંતરના અંતરમાં તેની ઈશ્વરપ્રાપ્તિ કેટલી છે તે પોતે પામી શકે છે. નહિ તો ખુલ્લી આંખે તો કેટલાયે જોયા!'..

એક વાર જયરામબાટીથી મેલેરિયાનો ભોગ બનીને માતાજી કલકત્તા હતાં. દવા કરવાથી કાંઈક ઠીક હતું, પણ અશક્તિ ઘણી હતી. તેથી ભકતોને તેમનાં દર્શન થતાં નહિ. એવામાં એક પારસી યુવક મુંબઈથી માનાં દર્શનાર્થે આવ્યો. તેણે માતાજીને પ્રણામ કરીને કહ્યું: "માઈજી, કુછ મૂલમંત્ર દીજિયે જિસસે ખોદા પહચાના જાય." માતાજીએ શરદ મહારાજની સંમતિથી તેને દીક્ષા આપી. મદ્રાસમાં પણ ઘણાને દીક્ષા આપી હતી. આ બધા પોતાની ભાષા નહિ સમજનારને પણ માતાજી બંગાળીમાં જ કહેતાં, પરંતુ બધાં સમજી જતાં. દીક્ષા દેતી વખતે પોતાના મનમાંથી જે મંત્રનો ઉદય થતો તેનેજ દીક્ષાપ્રાર્થીનો યથાર્થ મંત્ર માનીને આપતાં. માતાજી કહેતાં: "કોઇને મંત્ર દેવા જતાં જ મનમાંથી 'આ આપો, આ આપો' એમ થતું. કોઇને દેતી વખતે મનમાં કાંઇજ ના આવે. જે સારો આધાર હોય તેને આપતાં મનમાંથી તરતજ મંત્ર ઉદ્‌ભવે છે."

પોતાને ન્યાયસરની લાગતી વિવેચનાની વિરૂદ્ધમાં કોઈ કદાચ જણાવતુ તો પ્રથમ તે માતાજી માની લેતાં. પછીથી ધીમે ધીમે પોતાના મનમાં જે તારતમ્ય લાગ્યું હોય તે વિષે પૂછતાં: "અચ્છા, ત્યારે જો આમ હોય તો?" આ પ્રમાણે પ્રશ્નો પૂછીને સામાને ઠેકાણે લાવતાં. કોઇ દિવસ પોતાને મોઢે "તારા કહેવામાં કાંઇજ માલ નથી" કે એવું કાંઈ પણ બોલતાં નહિ. કલકત્તાના વાસ કરતાં જયરામબાટી કે કામારપુકુરમાં માતાજી પોતાના અસલ

સ્વરૂપમાં જણાતાં, કારણ કે શહેરનાં શિક્ષિત લોકોની સંદિગ્ધ વાતોના કરતાં ગામડાનાં લોકોની ગ્રામ્ય પરંતુ મોકળા મનની વાતો તેમને પસંદ પડતી.

જયરામબાટી પાસે શિરોમણિપુરમાં મુસલમાનો રહેતા. પહેલાં એ લોકો રેશમના કીડાનો ધંધો કરતા. વિદેશી રેશમની હરિફાઈથી તેમનો એ ધંધો પડી ભાગવાથી પરિણામે બધા ચોરીનો કે લૂંટનો ધંધો ચલાવતા. આસપાસના લોકો તેમના ભયમાં રહેતા. શરદ મહારાજ જ્યારે માતાજીને માટે નવું ઘર ચણાવતા હતા, તે વર્ષે દુકાળ પડવાથી ઘણા મુસલમાનો મજુરીમાં રોકાયા હતા. ગામડાના લોકો તેમની હાજરીથી ઘણા ગભરાતા, પણ કાંઈ નવાજૂની નહિ થતી હોવાથી માતાજીની કૃપાની પ્રશંસા કરવા લાગ્યા. એકવાર માતાજીએ એવા એક કારીગરને પોતાના વરંડામાં ખાવા બેસાડ્યો હતો. તેમની ભત્રીજી નલિની તેને દૂર રહીને પીરસતી. એ પ્રમાણે જોઈને માતાજી બોલ્યાં: "આમ પીરસવાથી મનુષ્યને તે ખાધાનો સંતોષ થતો હશે? તને ના ફાવે તો હું પીરસીશ." તેના ખાધા પછી માતાજીએ પોતે તે સ્થાન અબોટી લીધું. નલિનીએ માને એમ કરતાં જોઈને કહ્યું: "અરે ફઈબા તમે તો અભડાયાં?" માતાજીએ તેને ધમકાવીને કહ્યું: "શરદ જેવો મારો છે, તેવો આ પણ છે. મારે તો બધાં સરખાં......દોષ તો બધાને વળગેલાજ છે. પણ શી રીતે તે ટળે એ કોણ સમજે છે?" બીજા મુસલમાને આણેલાં કેળાં પણ પોતે સ્વીકારેલાં.

આ પ્રમાણે પોતે સઘળી જવાબદારી માથે લેતાં, જાણે કે બીજાં બધાં તો માત્ર અભ્યાગત ના હોય! સવારમાં વહેલાં ઊઠી પરવારીને બે કલાક સુધી શાકની ભાંજગડ, રાંધવાને માટે વાસણો કાઢવાં, પૂજાની સાધનસામગ્રી તૈયાર કરીને પૂજા કરવી, દીક્ષાદાન, પ્રસાદ કે નાસ્તાની વહેંચણી કરવી, ઓછામાં ઓછાં સો બીડાં પાનનાં

તૈયાર કરવાં, ભકતોને અને ઘરનાંને ખવરાવવું, સાંજે પોતાને હાથે પૂરી, રોટલી, શાક વગેરે તૈયાર કરવાં, દૂધ ઊકાળવું, કાનસો સાફ કરવાં, એ બધું ઝીણું ઝીણું કામકાજ દરરોજ નિત્યનૂતન પ્રીતિપૂર્વક કરતાં. પોતાના અંતરના ઉમળકાથી બધુ કરતાં. સામાન્ય વિષયોમાં પણ તેમની દૃષ્ટિ ઊંડી ખૂંપતી. અને છતાં એક બાળક જેવાં નિર્દોષ, ગમતી અને નિઃસ્પૃહ !

આ પ્રમાણે કામના સતત બોજાથી, વારવાર આવી જતા જીર્ણ તાવથી, મને કે કમને સ્વીકારવા પડતા સ્પર્શથી, તેમનું શરીર જીર્ણ થતું ચાલ્યુ.

[ ૮ ]

જયરામબાટીમાં ઈ. સ. ૧૯૧૯ માં માતાજીના જન્મ-સમારંભને દિવસે તેમને સહેજ તાવ આવ્યો. ધીમે ધીમે તાવે ઘર કરવાથી તેમનું શરીર સાવ નખાઈ ગયું. આવી અસ્વસ્થ અવસ્થામાં પણ ઘણા ભકતો માતાજીની દીક્ષા લેવા કે તેમને દર્શને જતા, અને પોતે તેમનું ભાવભીનું સ્વાગત કરતાં. આ વાતની ખબર પડવાથી શરદ મહારાજે ચિકિત્સા માટે માતાજીને કલકત્તા બોલાવી લીધાં. કલકત્તા જતાં પહેલાં એકબે દિવસ અગાઉ પોતે સિંહવાહિની માતાને દર્શને ગયાં, કારણ કે માતાજી તેને ગ્રામ-દેવતા માનતાં. ત્યાંથી પાછાં ફર્યા ત્યારે ખૂબજ થાકી ગયાં. કહ્યું કે "છેલ્લી અવસ્થાનો ધામ થાય છે!"

મા કલકત્તા ફાગણ માસમાં પહોંચ્યાં. શ્યામાદાસ કવિરાજની દવાથી પ્રથમ તો જ્વર બંધ પડયો. શરીર પહેલાંના કરતાં કાંઇક સુધારા પર લાગ્યું. બધા ભકતોને પ્રણામની પણ છૂટ મળી.

વૈદરાજની દવામાં એક ખૂબ કડવી દવા હતી. સવારમાં તે લેવાની હતી. તેથી તેમને કાંઇ ચેન પડતું નહિ અને બપોરે ખાતી વખતે પણ તેમો તેજ સ્વાદ આવતો. તેથી કરીને ભાત ખાઈ શકતાં નહિ.

દવા બદલવાની સૂચના થતાં કવિરાજે જણાવ્યું કે એ રોગમાં તે સિવાય બીજી દવા હોયજ નહિ. ત્યાર પછી દાક્તરની ચિકિત્સા શરૂ કરી. ડૉ. બિપિન ઘોષને બતાવવામાં આવ્યાં. ફરીથી પાછો તાવ પણ આવ્યો. એ દાક્તરે લગભગ દોઢ માસ દવા કરી.

ત્યાર પછી ડૉ. પ્રાણધન બસુને દેખાડયું. ડૉ. સુરેશ ભટ્ટાચાર્ય અને ડૉ. નીલરતન સરકારને પણ બોલાવ્યા. ડૉ. નીલરતન બાબુએ કાલા આઝર નામનો જ્વર બતાવ્યો. પ્રાણધન બાબુએ ખૂબ કાળજીપૂર્વક ચિકિત્સા કરી. પરંતુ કાંઈ ફેરફાર નહિ પડવાથી વળી પાછી કવિરાજની દવા શરૂ કરી. આ વખતે રાજેન્દ્રનાથ સેનની દવા શરૂ કરી.

પરંતુ માતાજીનો રોગ રોજ રોજ વધવા લાગ્યો. પિત્તપ્રધાન જ્વર, એટલે શરીરમાં અસહ્ય દાહ થવા લાગ્યો. તેથી ઘણીવાર તેમના હાથમાં બરફ રાખવો પડતો, શરીરે હાથ પણ ફેરવ્યાં કરવાનો. તાવ ચડતો ત્યારે ભાન પણ રહેતું નહિ. ગ્રીષ્મકાળ હોવાથી ગરમી પણ ઘણી હતી.

ખાવા તરફ બીલકુલ અરુચિ હોવાથી માતાજી કાંઈપણ ખાઈ શકતાં નહિ. એક વાર ખાતી વખતે ડૉ. કાંજીલાલ આવી ચડયા. તેમણે જોયું તો ભાતનું માપ જરા વધારે હતુ, તેથી માતાજીને દેખતાં બોલી ઊઠયા, "તમે બધાં માની સેવા બરાબર નહિ કરી શકો. કાલે માની સેવા માટે બે નર્સને મોકલીશ." કાંજીલાલના ગયા પછી માએ જણાવ્યુઃ "મારે એ જૂતાં વાળી છોકરીઓનું કામ નથી! તમે તમારે જેમ કરો છો તેમ મારી સેવાચાકરી કરો. કાંજીલાલ તમને સમજતો નથી. મને કયાં ભાત ભાવે છે?"

માનો સ્વભાવ બાળક જેવો થઈ ગયો હતો. ખાવાની બાબતમાં પણ એકવાર હઠે ચડયાં કે શરદને હાથેજ ખાઉં. શરદને હાથે ખાધું ત્યારે શાંત પડયાં.

ઘણા દિવસ અગાઉથીજ માતાજી રાધુને વિષે કાંઈજ બોલતા નહિ એમનાર રાધુને બોલાવીને કહી દીધુ. "હવે તુ જયરામબાટી જતી રહે અહીં રહેવાની જરૂર નથી માતાજીની પરિચર્યા કરનારને તેમણ કહ્યુ "શરદને કહો કે એને જયરામબાટી મોકલી દે" ભક્તે કહ્યુ "શા માટે મોકલી દો છો, મા! તેના વિના ચાલશે?" મા બોલ્યા "જરૂર મન હવે ખેચી લીધુ છે"

"મે તે વાત યોગેનમાને અને શરદ મહારાજને જણાવી યોગેનમાએ માને પૂછ્યુ 'કેમ રાધુને મોકલાવી દેવા ઇચ્છો છો, મા? માએ જણાવ્યુ 'યોગેન, હવેથી તેમને ત્યાજ રહેવુ પડશે મન પાછુ ખેચી લીધુ છે, મેરા હવે બસ યોગેનમાએ કહ્યુ 'એવુ શુ બોલો છો, મા? તમે એમ કરશો તો અમે કેવી રીતે રહી શકીશુ? મા કહે 'યોગેન, માયાનો ફંદ તૂટી ગયો છે, હવે બહુ થઇ ગયુ' યોગેન માએ બધુ શરદ મહારાજને જણાવ્યુ શરદ મહારાજે અમને કહ્યુ કે માતાજીનુ મન રાધુ તરફ પાછુ વાળવા પ્રયત્ન કરો તો આપણે માતાજીને પાછા પામીશુ, નહિ તો હવે નહિ બચે માને ખબર પડતા તેમણે જણાવ્યુ 'જે મન તાણી લીધુ તે હવે ઊતરતુ હશે?' શરીર છોડવાના બે ત્રણ દિવસ પહેલા માએ શરદ મહારાજને કહ્યુ 'શરદ, હવે વિદાય લઉ છુ યોગેન ગોલાપ, એ બધાની દેખરેખ રાખજે, બેટા'"

"માએ કહ્યુ 'ઠાકુરની ઇચ્છા છે કે હવે થયુ, તો જઇશ ધીરે ધીરે હાથે પગે સોજા ચડવા લાગ્યા ઊઠવાની શક્તિ પણ નહોતી પથારીમાજ શૌચાદિ કરાવતા કવિરાજ રાજેન્દ્રનાથ સેને જણાવી દીધુ હતુ કે ભક્તજનોને બોલાવવા હોય તો તેની વ્યવસ્થા કરી લેવી હવે પાચ દિવસો રહ્યા હતા એક સ્ત્રી ભક્ત માને જોવાને આવ્યા અંદર જવાની મના છે જાણીને ઠાકુરના ઓરડાના બારણામા બેઠા તેવામા માતાજીએ પાસુ ફેરવ્યુ કે તેમની નજર

ત્યાં ગઈ, એટલે ઈશારો કરીને પાસે બોલાવી લીધાં. સ્ત્રી ભક્ત રડતાં રડતાં કહેવા લાગ્યાં: 'મા, અમારું બધાંનું શું થશે?' ચિરકરુણામયી માતાએ અભયની મુદ્રાથી ધીરે ધીરે ક્ષીણકંઠે જણાવ્યું: 'શાનો ભય, બેટા? તમે ઠાકુરને જોયા છે. તમારે કોનો ભય?' પછી થોડીવાર રહીને પાછાં અચકાતાં અચકાતાં બોલ્યાં: 'ત્યારે હવે છેલ્લું બધાંને કહેતી જાઉં,–જો શાંતિ ચાહતાં હો તો, બેટા, કોઇના દોષ જુઓ નહિ. દોષ જોવા હોય તો પોતાના જુઓ. જગતને પોતાનું કરતાં શીખો; કોઈ પારકું નથી, બાબા, જગત તમારુંજ છે.'"

આ અંતિમ શબ્દો પછી ઈ. સ. ૧૯૨૦ ના જુલાઇ માસની ૨૦ મી તારીખે રાત્રે દોઢ વાગે માએ દેહ છોડયો. મૃણ્મયી મા શારદા ચિન્મયી શારદા બની ગઇ!

[ ૯ ]

"**મા** જે સાક્ષાત ભગવતી છે, એ વાત જો મા પોતેજ ના સમજાવી શકે તો અમારી શી તાકાત કે તે સમજી શકીએ! જ્યાં માતાનું ઈશ્વરત્વ તેમના અહંકારના વિલયમાં વરતાય છે. જીવ માત્ર અહંકારથી ભરેલા છે. આ જે હજારો લોકો માતાની પાસે 'તમે લક્ષ્મી છો, તમે જગદંબા છો' કહેતાં આવે છે, તેથી સામાન્ય મનુષ્ય તો ફુલાઇ જ જાય. આટઆટલું હજમ કરવું એ શું નાનીસની શક્તિ બતાવે છે!"

"શ્રીમાતાનો અપાર સ્નેહ, અસીમ કરુણા અને અનંત દયા વિષે કાંઈજ લખીને સમજાવી શકાય તેમ નથી. અમે તેમનાં શ્રીચરણનાં દર્શન, સ્પર્શ અને કૃપાદષ્ટિ પામીને અમારી જાતને ધન્ય માનીએ છીએ. कुलं पवित्रं जननी कृतार्था ! કેટકેટલો લોકો તે સ્પર્શમણિના સ્પર્શથી સુવર્ણમય થઇ ગયાં છે!"

મા કહેતાં: "મારું શરીર જ્યારે ખરાબ છે, ત્યારે ગમે તે

ને આવે, તેને પાછા જવું પડશે. શરીર સારું હશે તો પણ નિમંત્રણ પાઠવીને કોઈને બોલાવી શકીશ નહિ.

જેનું જેવું ભાગ્ય, જેનાં જેવાં કર્મ, તેને તેવો સુયોગ, તેવી સગવડ મળી શકે. કોઈ ઘણીવાર આવે છતાંય દર્શનની સગવડ ના મળે,–કાં તો મારું શરીર સારું ના હોય, કાં તો બીજી કોઈ અડચણ આવી નડે. એ બધી તેની અદૃષ્ટની વાત; તેમાં મારો શો ઉપાય? આવતાં જતાં ઘણો ખર્ચ પણ થઈ જાય, બધાયની પાસે કાંઈ પૈસા હોતા નથી, એ બધુંય ખરું! પણ ગુરુ ભલેને ગમે તેટલી વાર પાછાં વાળે, પરંતુ જે કૃપા ચાહે છે, તે ભીખ માગીને પણ આવશે.

વાત એમ છે કે જેનો ભવસાગર તરીને પાર ઊતરવાનો સમય પાકશે તે બંધનો તોડીને પણ નીકળી પડશે, કોનામાં તેને બાંધી રાખવાની તાકાત છે? અર્થાભાવ, પત્નની ગડ, આવીને પાછા જવાનો સંદેહ,–એ બધાં માત્ર કાંકાં છે."

ભક્તોને માટે ગળગળાં થઈ જઈને માતાજીએ સજલનયને કરુણ સ્વરે કહ્યું: "આહા! તમે બધાં મને જેટલું ચાહો છો, તેટલું હું પણ તમને ચાહું છું." વળી કહ્યું: "આશીર્વાદ દઉં છું, બાબા, ઘણું જીવો, ભક્તિ થાઓ, ચૈતન્યનો ઉદય થાઓ, પરમ શાંતિમાં રહો,–શાંતિજ પ્રધાન છે, શાંતિનીજ જરૂર છે!"

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

"માટીના પડની નીચે પાણીનું ઝરણું વહી રહ્યું છે. ઘોર શુષ્કતાના દિવસોમાં આ આશાની વાત પ્રગટ કરવી જરૂરી છે. એ ચિરવહમાન છૂપું જળ જ્યાં ફૂટી નીકળે ત્યાં જ છે જીવનનું રક્ષણ અને પોષણ. મરમિયા કવિઓનું વાણીનું સ્રોત સમાજના અગોચર થર નીચે વહી રહ્યું છે. એ પ્રાણમયી ધારામાં શુષ્કતાનાં પડળોને પ્લાવિત કરી દેવાનું અખૂટ બળ હોય છે. એને આજે સાહિત્યમાં ગોચર કરવું જોઇશે........

જે મૂળની વસ્તુ છે, તેના ઉપર ઓપ ટકે નહિ. તે સહજ છે: તેમાંજ તેનું સૌન્દર્ય, તેનું માધુર્ય છે."

—શ્રીરવીન્દ્રનાથ ઠાકુર

## ૧.

# દીક્ષા

**દીક્ષાનો વિધિ**

આખા ઘરમાં શાંતિ હતી. મેં માને કહ્યું: "મા, મારે આપને કાંઈક કહેવું છે. જો આપની અનુમતિ હોય તો જણાવું." માએ હા કહી એટલે મેં કહ્યું: "મેં સ્વપ્નમાં ઠાકુરને અને આપને જોયાં હતાં, અને આપ જાણે મને મંત્ર દઈ રહ્યાં હો, પરંતુ તે વિધિ પૂરો થયો નહિ ત્યારથી આપની પાસેથી દીક્ષા લેવાની આકુળતા જન્મી છે."

માએ પ્રસન્ન મુખે જણાવ્યું: "ભલે, આજે જ તે થશે. તેં તારા સ્વામીને તે વિષે જણાવ્યું તો છે ને?" મેં કહ્યું: "હા, મા, તેમણે કહ્યું કે મારો તેમાં વિરોધ નથી." માએ કહ્યું: "તારા સ્વામી ક્યાં છે?" "રાયપુર," મે કહ્યું.

પછી માએ મને ચક્લી બતાવી અને હાથપગ ધોઈ આવવાનું કહ્યું. મેં જણાવ્યું કે મે સ્નાન કર્યું નથી. પરંતુ માએ કહ્યું કે ચાલશે.

પછી નળની પાસે જઈને હાથપગ ધોયા. ઠાકુરના ઓરડામાં જઈને જોયું તો માએ બે આસન પાથરી રાખ્યાં હતાં. સામે મૂકેલાં પૂજાપાત્રમાંથી ગંગાજળ લઇને પોતે ઠાકુર તરફ મોં ફેરવીને બેઠાં. તેમની ડાબી બાજુએ આસન ઉપર બેસવાનો મને ઈશારો કર્યો. પાત્રમાંથી જળ લઇને માએ આચમન કર્યું અને મને પણ કરાવ્યું. પછી કહ્યું: "તારી ક્યા દેવતામાં ભક્તિ છે?" મેં તે કહ્યું, એટલે મને દીક્ષા આપીને કેવી રીતે ઇષ્ટ જપ કરવો તે બતાવ્યું. તે મુહૂર્તે પરમાનંદનો એક અપૂર્વ પ્રવાહ મારા અંતરમાં જાણે કે વહેવા લાગ્યો! બાહ્યાભ્યંતર વિપુલ આનંદાશ્રુસ ભીંજાવા લાગ્યો! જાણે કાંઈ જ સમજાયું નહિ! દીક્ષા પછી માએ મને કહ્યું કે દક્ષિણા આપ. મેં કહ્યું: "મા, હું તો કોઇ પણ જાતના વિચાર વિના આવી હતી, એટલે કાંઇ જ લાવી નથી."

માએ ઊઠીને ફૂલ, ફળ આણવા મારા હાથમા આપ્યા અને હાથની અંજલિ કરીને નીચે પ્રમાણે બોલવાનુ કહ્યુ "મારા પૂર્વ જન્મના, આ જન્મના, જાણતા કે અજાણતા જે જે પાપપુણ્ય થયા હોય તે બધા આપને સમર્પણ કરુ છુ" માએ હાથ લબાવીને મારી અંજલિ સ્વીકારી

*   *   *   *

માએ મને આસન લઇને તેમને ડાબે પડખે બેસવાનુ કહ્યુ.
"મે ગગાસ્નાન તો કર્યુ નથી, મા" મા
વિધિનો બીજો પ્રસગ કહે "ભલે, લુગડાલત્તા તો ચોખ્ખા છે ને ?"
પછી તેમની પાસે બેઠી મારી છાતીમા જાણે
ફફફ થવા લાગ્યુ ! માએ તે વખતે બધાંને બહાર જવાનુ કહ્યુ
ત્યાર પછી મને પૂછ્યુ "સ્વપ્નમા શુ આવ્યુ હતુ તે જણાવ જોગ"
મે કહ્યુ "લખુ કે કહુ ?" મા "મોઢેથી જ જણાવ"
દીક્ષાને સમયે માએ મને સ્વપ્નમા પ્રાપ્ત થયેલ મત્રનો અર્થ સમજાવ્યો.
કહ્યુ કે તેનો જપ કર પછી તેમણે બીજો મત્ર આપ્યો અને તેના
જપ અને ધ્યાન કરવાનુ સૂચવ્યુ

મત્રનો અર્થ સમજાવ્યા પહેલા માને કેટલીક પળ ધ્યાનસ્થ દશામા જોયા હતા મત્ર લેતી વખતે મારા શરીરમા કંપન થતુ હતુ. પછી રડી પડી. માએ ચદનનો ચાલ્લો કર્યો દક્ષિણા અને ઠાકુરના ભોગને માટે થોડા રૂપિયા આપ્યા

દીક્ષાને સમયે મા ખૂબ ગભીર હતા પછી પૂજાના આસન પરથી ઊઠીને મને કહ્યુ "થોડીવાર ધ્યાન, જપ અને પ્રાર્થના કર" તેમ કરી રહ્યા પછી જ્યારે માને પ્રણામ કરવા ગઇ ત્યારે માએ આશીર્વાદ આપ્યા, "ભક્તિ થાઓ

*   *   *   *

દીક્ષા લીધા પછી ભવબંધનમાંથી છૂટવા માટે શું કરવું તે
દીક્ષા પછી
વિષે માને એકવાર પૂછ્યું "મા, હવે મારે શું કરવાનું?" માએ કહ્યું "કાંઈજ નહિ" મેં કહ્યું 'શું કાંઈજ નહિ?' માએ વારંવાર તેનો તેજ ઉત્તર આપ્યો એટલે મને સમજાયું કે માએ પોતાના ઉપર મારી બધી સંભાળની જવાબદારી લીધી છે

"મા, જેઓએ તમારી પાસે દીક્ષા લીધી છે, તેમને હવે પછી અહીં આવવું નહિ પડે?" માએ કહ્યું "ના, તમારે હમેશાં વિચારવું કે તમારી પછવાડે એક જણ છે" "મા, તમને પામ્યા છીએ એજ અમારી શ્રદ્ધા છે." "તમારે તેની ચિંતા નહિ કરવી તમારી વાત મને બરાબર યાદ રહે છે"

"પરંતુ મા, કાંઈ સાધનભજન ઠીક થતા નથી" માએ અભય અને સાંત્વના આપીને કહ્યું "બેટા, તમારે તો કાંઈ જ કરવાનું રહેતું નથી હવે મેં સાશ્ચર્ય કહ્યું "શું કાંઈ જ નહિ મા?" "ના" "ત્યારે શું હવેથી મારી ભાવિ ઉન્નતિ મારા પોતાના કર્મો ઉપર નિર્ભર નહિ?" "ના, તું શું કરીશ? જે કાંઈ કરવાનું હશે તે તો થઈ રહેશે' શ્રીમાની આવી અહેતુક કૃપાથી હું તો અવાક થઈ ગયો પછી વાતવાતમાં માના પગના દરદની વાત નીકળી મેં કહ્યું, "મા, મેં સાંભળ્યું છે કે કોઈ તમારા પગનો સ્પર્શ કરે તો કોઈવાર તમને ઘણું કષ્ટ થાય છે?' માએ કહ્યું "હા, બાબા, કોઈકના સ્પર્શથી શરીર જાણે શીતળ થઈ જાય છે, વળી કોઈકના સ્પર્શથી જાણે કોઈ ભેરી છંછવડું કરડી ગયું હોય તેવું દરદ થાય છે પણ હું તો કોઈને કાંઈજ કહેતી નથી, બેટા"

એકાદ માસ પછી રથયાત્રાની રજાઓમાં હું કોવાલપાડાના આશ્રમમાં ગયો તે દિવસે માની સાથે નીચે પ્રમાણે વાતો થઈ મેં કહ્યું "મા, તમારી કૃપા પામ્યો છું એજ મારું બળ છે, એજ

મારુ શ્રદ્ધાસ્થાન છે." માએ કહ્યુ "તમારે વળી ચિંતા શી, બાબા ? તમે બધા તો મારા અંતરના છો કોઈ પ્રકારનો અભાવ કે જરૂર પડે કે તરતજ તમે બધા યાદ આવો છો તમારે હવે કાંઈજ કરવાપણુ નથી" મે પૂછ્યુ "જ્યા તમારા જેટલા સતાન છે, તે બધાને માટે તમારે કરવાનુ ?" મા "હાસ્તો, બધાયને માટે." મે કહ્યુ "પરતુ આટલા બધા સતાનો તમને યાદ કેવી રીતે રહે ?" મા "બધા તો યાદ નાજ રહે" "ત્યારે તમે કહો છો ને કે તમે બધાને માટે પ્રાર્થના કરો છો ?" "જેમના નામ યાદ આવે તેમના નામ યાદ કરીને જપ કરુ છુ, અને જેમના નામ યાદ નથી આવતા તેમને માટે ઠાકુરની પાસે જઈને પ્રાર્થના કરુ છુ કે, 'હે ઠાકુર, મારા અનેક સતાનો અનેક સ્થળે રહ્યા છે, તેમના બધાયના નામ મનમા આવતા નથી, તો તેમનુ જેથી કલ્યાણ થાય તેવુ કરો' '

* * * *

**દીક્ષાગુરુ એકજ**

એક વાર વૈકુંઠમાણુએ માને કહ્યુ "મા, યોગશિક્ષણ માટે બીજા ગુરુ કરી શકાય ?" ઉત્તરમા માએ કહ્યુ "બીજી બધી બાબતમા કરી શકાય, પરતુ દીક્ષાગુરુ તો બીજા ના હોઈ શકે"

**દીક્ષાનો ઉદ્દેશ**

"દીક્ષા લેવાનો ઉદ્દેશ્ય સરળ ભાવે સાધનભજન કરવુ અને ભગવાનને મેળવવા માટે પ્રયત્ન કરવો, એ છે, પરતુ તેથી કરીને કુળગુરુની વૃત્તિ નષ્ટ કરવી તે નથી"

* * * *

## ગુરુ

**ગુરુમાં ભક્તિ**

"ગુરુભક્તિ જોઈએ, બેટા ગુરુ ગમે તેવા હોય, પરંતુ તેમની ભક્તિમાં જ મુક્તિ છે ઠાકુરના તરફ તેમના શિષ્યોની કેવી ભક્તિ છે? ગુરુભક્તિને લીધે શિષ્યો ગુરુના પગના અધાય તરફ ભક્તિ રાખે છે, અરે, ગુરુના દેશની બિલાડી સુદ્ધાંતને પણ માને છે!"

**ઉપદેશ માટે આધાર**

એક વાર કેટલાક ભક્તોએ માની પાસે ઉપદેશની માગણી કરી માએ જણાવ્યું કે હું વળી શો ઉપદેશ આપી શકું? તેમના ગયા પછી માએ મને જણાવ્યું "ઉપદેશ ઝીલી શકે તેવો આધાર ક્યાં છે? આધાર વિના, બેટા, કાંઈ જ થઈ શકે નહિ"

**માબાપ સમાન**

મે કહ્યું "સંસારમાં રહેવાથી કંઈ થતું નથી, મા" માએ કહ્યું "બાપા, સંસાર તો કાદવથી ભરેલો છે, તેમાં ખૂંપ્યા કે નીકળવું મુશ્કેલ અરે, બ્રહ્મા, વિષ્ણુ જેવા પણ ખાડ ખાઈ જાય! તો વળી માણસની શી વિસાત! તેમનું સ્મરણ રાખવું સંસારમાં જેમ માબાપ બાળકને માટે આશ્રયના સ્થાન છે, તેમ ઠાકુરને પણ સમજવા"

**હુંપદ**

મે માને પૂછ્યું "મા, અમારું શું થશે?" માએ કહ્યું "ઠાકુરનું સ્મરણ કરવું" મારી બહેને પૂછ્યું "પણ અમે તો, મા, ઠાકુરને જોયા નથી, માત્ર તમને જ જોયા છે!" માએ કહ્યું "ત્યારે, શું તમે મને ડૂબી મરવાનું કહેવા માગો છો? જેમ કોઈ એક માણસ 'જય ગુરુ' કહીને ગુરુને નામે નદી પાર થઈ ગયો, ગુરુએ તે જોયું, અને જોઈને

પાપોને લઈને શરીર ટકતુ નથી જે શરીરદ્વારા અનેકનો ઉદ્ધાર થઈ શકે, તે શરીરનો કદાચ એક જણને ખાતર ક્ષય પણ થાય ”

મા–“ હા, તેમની શક્તિ પણ ઓછી થઈ જાય ઠાકુર કહેતા હતા કે ગિરીશને પાપે તેમને વ્યાધિ ભોગવવો પડ્યો હતો ” મે કહ્યુ “ ત્યારે તો દેહ ધારણ કરવાથી શક્તિ સીમાબદ્ધ થઈ જાય ? ” મા “ હાસ્તો. કોઈ કોઈ વાર થઈ જાય છે કે જાણે હવે આ શરીર છોડી દઉ ! ”

શક્તિસંચાર

મે–“ મા, આ બધા ભક્તો મત્ર લે છે, તે બધા શુ તે પામે છે ? બાહ્યદૃષ્ટિથી તો લાગે છે કે માણસ જ્યા હતો ત્યા જ જણાય છે ” મા: “ મત્ર દ્વારા શક્તિ મળે છે ગુરુની શક્તિ શિષ્યમા અને શિષ્યની ગુરુમા જાય છે તેથી જ મત્રદીક્ષાથી શિષ્યનો વ્યાધિ પણ ઘણી વાર ભોગવવો પડે છે ગુરુ થવુ ભારે છે શિષ્ય પાપ કરે તો ગુરુને પણ લાગે સારો શિષ્ય હોય તો ગુરુને ઉપકાર થાય કોઈની ઉન્નતિ જલદી થાય, કોઈની વળી ધીરે ધીરે જેના જેવા સસ્કાર ”

*

## સાધના

જપ

મે–“ મા, સખ્યા ગણીને જપ કરવા કે ? ”

મા—“ સખ્યા ગણીને જપ કરવાથી સખ્યા તરફ મન જાય છે એમ ને એમ કરવા ”

મે—“ જપ કરતા કરતા મન તેમા શાથી નથી પરોવાતુ, મા ? ”

મા—“ કરતા કરતા પરોવાશે મન સ્થિર ના થાય તોય જપ તો છોડવા નહિ તારે તારુ કાર્ય કર્યે જવુ એમ કરતા કરતા મન આપમેળે સ્થિર થઈ જશે, વાયુ વગરના સ્થાનમા દીવાની જ્યોતની

માફક. પવન હોય તો પ્રદીપની શિખા સ્થિર રહે નહિ. બરાબર ઉચ્ચારણ ના થાય તો મોડું પણ થાય. એક સ્ત્રીનો મંત્ર હતોઃ 'રુક્મિણીનાથાય,' પણ તે 'રુકુરુકુ' બોલતી, તેથી તેને વાર લાગી. પાછળથી તેમની કૃપા વડે તેણે બરાબર મંત્ર મેળવ્યો."

મે—"મા, મન કેમ સ્થિર થતું નથી? જ્યારે ભગવાનને વિષે વિચારું છું, ત્યારે મન અનેક વિષયોમાં ચાલ્યું જાય છે.

'જપાત્ સિદ્ધિ'

મા—"વિષય એટલે પૈસાટકા, પુત્રપરિવાર. એ બધાંમાં મન જાય એ તો ખરાબ. પરંતુ કામમાં તો મન જવાનું જ. ધ્યાન ના થાય તો જપ કરવો. 'જપાત્ સિદ્ધિ.' ધ્યાન થયું તો સારું, નહિ તો પરાણે કરવું નહિ."

* * * *

નારાયણ આયંગર—"હું યંત્ર છું, ઠાકુર યંત્રી છે. મારી પાસેથી યંત્રની માફક કામ લે છે."

મા—"ઠાકુર કહેતા હતા કે જેની પાસે ધનધાન્ય છે તે માપે, નથી તે જપે."

નારાયણ—"જપ કરતી વખતે આચમન કરવું જરૂરી છે, મા?"

મા—"હા, ઘરમાં હો તો આસન, આચમન જરૂરી ખરાં. પણ રસ્તામાં કે બીજે ક્યાંક નામ માત્રથી ચાલે."

નારાયણ—"માત્ર નામ? મંત્રજપ નહિ?"

મા—"મંત્રનો જપ પણ ખરો. પરંતુ મનને સ્થિર કરીને એકવાર હાકલ કરવાથી લાખ જપનું કામ કરે છે. નહિ તો આખો દિવસ જપ કર્યા કરો, પણ જો મન સ્થિર ના હોય, તો તેથી શું વળે? મન જોઇયે, ત્યારે જ તેમની કૃપા થાય."

નારાયણ—"હું કરું છું તેમ ચાલશે કે બીજું કશું જરૂરી છે?"

મા—" જે કરો છો તેજ કરો, તમે તો તેમના કૃપાપાત્ર છો."

નારાયણ—" બે ત્રણ દિવસ સરળભાવે બોલાવ્યાથી દર્શન થાય, છતાં આટઆટલા દિવસથી કરવા છતાં કેમ થતાં નથી?"

મા—" જરૂર થશે. શિવ વાક્ય અને તેમના મુખની વાત, બેમાથી એક પણ મિથ્યા થાય નહિ."

* * * *

કોઈ એક ભક્ત કેવી રીતે આંગળીએ જપ કરવો તે ભૂલી ગયેલો. તેથી તેણે મને કાગળમાં લખી જણાવેલું અને તે વિષે માને પૂછીને લખી જણાવવા સૂચવેલું. તેથી મેં પૂછ્યું એટલે માએ જવાબ આપ્યો:—" એમાં શું આવે જાય છે? એક રીતે કરવો વળી. એ બધું તો મનની સ્થિરતા માટે છે, બેટા."

* * * *

એકવાર જપતપની વાત નીકળી. માએ કહ્યું, " જપતપ દ્વારા કર્મપાશ તૂટી જાય છે, પરંતુ ભગવાનને પ્રેમભક્તિ વગર પામી શકાય નહિ. જપતપ કેવાં છે, ખબર છે? તેમનાદ્વારા ઇન્દ્રિય-બિન્દ્રિયનો પ્રભાવ કાંઈક ઓછો થઈ જાય."

* * * *

જયરામબાટીમાં એક ભક્તે જપ વિષે માને પૂછ્યું: " જ્યારે રસ્તામાં, રેલમાં, સ્ટીમરમાં હોઈએ ત્યારે જપ કેવી રીતે કરવો?" માએ કહ્યું: " મનમાં કરવા. પછી ક્રમે ક્રમે હાથ, મોં બંધ થઈ જશે, માત્ર મનમાં જપ ચાલશે. અંતે મન જ ગુરુ થશે."

* * * *

કોવાલપાડામાં રજાને દિવસે એક ગુરુભાઈએ માને પૂછ્યું: " મા, મન ઘણું જ ચંચળ છે. કેમે કર્યું શાંત થતું નથી.",

માએ કહ્યું: "જેવી રીતે વંટોળથી મેઘ ચાલ્યા જાય, તેવી રીતે નામજપથી વિષયમેઘ વિખરાઇ જાય."

* * * *

એક વાર મનની દુર્બળતા વિષે વાત નીકળી. માએ કહ્યું: "કામ શું એકદમ ચાલ્યો જાય, મા? શરીર હોય ત્યાં સુધી ઓછો-વત્તો રહેવાનો જ. પણ જેવી રીતે સાપને માથે ધૂળનાં રજકણ પડે ને જેમ થાય તેમ તેનું થશે. પ્રસન્ન થઇને રહેવું.

* * * *

મંત્ર

એકવાર સંધ્યા પછી મા સૂઇ રહ્યા હતા. કામિની માને પગે વાનું તેલ માલીશ કરી રહી હતી. માએ કહ્યું: "દેહ એક, દેહી એક. દેહી બધા શરીરમાં વ્યાપી રહ્યો છે. તેથી જ પગમાં પીડા થાય છે. જો ત્યાંથી મન ખેંચી લઉં તો પીડા ના થાય."

મેં પછી મંત્રદીક્ષાની વાત કાઢી. "મા, મંત્ર લેવાની શી જરૂર? જપ કર્યા વગર કોઈ માત્ર 'મા કાલી, મા કાલી' કર્યા કરે તો શું ના ચાલે?"

માએ કહ્યું: "મંત્રદ્વારા દેહશુદ્ધિ થાય છે. ભગવાનનો મંત્ર જપ્યાથી મનુષ્ય પવિત્ર બને છે. છેવટે દેહશુદ્ધિ પૂરતી પણ મંત્રની જરૂર છે. વૈષ્ણવો મંત્ર દેતાં કહે છે કે 'હવે મન તારું.' તેથી જ તો–

'માનવગુરુ મંત્ર દે કાને,
જગદ્‌ગુરુ મંત્ર દે પ્રાણે;'—

કહ્યું છે. મનમાંજ બધું છે. મનની શુદ્ધિ વગર કાંઇજ નહિ. વળી–
'ગુરુ, કૃષ્ણ, વૈષ્ણવ, એ ત્રણની દયા થાય' (પણ એકની દયા વિના જીવ છારખાર થાય.' તે એકની દયા એટલે મનની દયા.

પોતાના મનની પણ કૃપા જોઈયે." મેં કહ્યું. "મા, પણ મારી તો જપતપમાં પ્રવૃત્તિ નથી ને?"

મા "કદાચ તારા પૂર્વ જન્મમા તે બધુ કરી લીધું હોય?"

* * * *

એક સ્રી ભકતે માને પૂછ્યુ "મા, ઘણા શિવપૂજન કરે છે, તો અમે પણ શિવપૂજન કરી શકીએ કે નહિ?" માએ કહ્યું: "મેં જે મંત્ર દીધો છે, તેમાં બધુ આવી જાય છે. દુર્ગાપૂજા, કાલીપૂજા, બધું જ એ મંત્રમાં છે. છતાય જો ઈચ્છા પ્રબળ હોય, તો શીખી લેવામા વાંધો નથી. પણ તેની કઈ જરૂર નથી. કદાચ મનમાં ગડમથલ વધે."

* * *

ઇષ્ટમંત્ર

શ્રીઠાકુરને નૈવેદ્ય ધરવા વિષે માને પૂછ્યુ: "મા, પૂજા પદ્ધતિની રીતે નિવેદન કરવાનુ જાણતો નથી." ત્યારે માએ જણાવ્યું "તેની કાંઈજ જરૂર નથી. ઈષ્ટમંત્રથી બધુ ચાલે"

* * * *

શ્રીશ્રીમાએ મને દીક્ષા દીધા પછી જણાવ્યુ "જો, બેટા, મેં તને મંત્ર તો દીધો, મને દુબાડીશ નહિ. શિષ્યનાં પાપ ગુરુને લાગેછે. બધો વખત ઘડિયાળના કાંટાની માફક ઈષ્ટ મંત્ર જપજે."

* * * *

મેં પૂછ્યુ: "મા, આસન કે પ્રાણાયામ વગેરે કરવા શું જરૂરી છે?"

આસન, પ્રાણાયામ વગેરે

માએ કહ્યું: "તેનાથી કદાચ સિદ્ધ થવાય, અને સિદ્ધ જ લોકોને પથભ્રષ્ટ કરે છે."

* * * *

મેં–"મા, થોડા વખતથી શરીરને માટે આસનો કરું છું. તેથી કરીને ખાધેલું હજમ થાય છે, અને બ્રહ્મચર્યમાં સહાયતા મળે છે."

મા–"કદાચ શરીર તરફ મન જાય અથવા છોડી દેવાથી કદાચ શરીર ખરાબ થઇ જાય, એ બધાનો વિચાર કરીને કરવું."

મેં–"મા, માત્ર ખોરાક પચાવવા માટે પાંચ દશ મિનિટ કરું છું."

મા– "ભલે. કોઈ પણ વ્યાયામ છોડી દેવાથી શરીર પાછું લથડી જાય છે એ વિચારથી મેં તને કહ્યું. આશીર્વાદ કરું છું, બાબા, ચૈતન્ય થાઓ."

* * * *

**તીર્થભ્રમણ** મેં–"મા, સાધુને માટે તીર્થભ્રમણ ઇષ્ટ ખરું?"

મા–"જો મન એક જ સ્થળે શાંત રહી શકે, તો તેની શી જરૂર?"

* * * *

**કુંડલિની** મેં–"મા, ધ્યાન થતું નથી. કુંડલિની જાગ્રત કરી દો."

મા–"જાગશે, જાગશે! ધ્યાન જપ કર્યે બધું થશે. આપમેળે તે કાંઈ જાગે? ધ્યાન કરતાં કરતાં મન એવું સ્થિર થઈ જશે કે પછી ધ્યાન છોડવાની ઇચ્છા નહિ થાય. જે દિવસે ધ્યાન ના જામે, તે વખતે જોર કરીને કરવું નહિ. માત્ર પ્રણામ કરીને ઊઠી જવું. ધ્યાન જ્યારે થશે, ત્યારે આપમેળે જ થશે."

* * * *

મેં–"સહેજ પ્રાણાયામનો અભ્યાસ કરું છું. કરું કે નહિ, મા?

મા—" સહેજસાજ કર. પણ વધારે કરીને માથું ગરમ કરવું ઠીક નથી. મન જો આપમેળે જ સ્થિર રહેતું હોય, તો પ્રાણાયામની કાંઇ જ જરૂર નથી."

"મા, કુંડલિની તો જાગી નહિ, કાંઈ થયું નહિ !"

"જાગશે, જાગશે ! તેમના નામસ્મરણથી બધું થશે. મન સ્થિર ના રહે તોય બેસીને તેમનાં લાખો નામ જપી શકાય. કુંડલિની જાગતાં પહેલાં અનાહત ધ્વનિ સભળાય છે. જગદંબાની કૃપા વગર કાંઇ ના થાય, બેટા."

* * * *

મે—" કાશીમા મઠમાં રહીને સાધનભજન કરવુ સારું કે **સાધનભજન** કોઈ નિર્જન સ્થળમાં જઇને કરવુ સારું ?"

મા—" હૃષીકેશ જેવા એકાંત સ્થળમાં થોડો વખત કરવાથી મન ઘડાશે, અને ત્યારપછી મનને ગમે ત્યા રાખીશ, ગમે ત્યાં હરીફરીશ, તોય વાંધો નહિ આવે. જ્યાં સુધી ઝાડ નાનું હોય છે, ત્યાં સુધી તેની આસપાસ વાડ બાંધવી પડે છે. મોટુ થઇ ગયા પછી, ગાયબકરાં તેને કાંઇ કરતાં નથી. તો નિર્જનમાં હમણાં જવુ જરૂરી ખરું. જ્યારે મનમાં કોઈ વિષય ઉત્પન્ન થાય, ત્યારે એકલા રડી રડીને તેમની પ્રાર્થના કરવી. તેઓ મનનો બધો મેલ દૂર કરશે, અને બધુ સમજાવશે."

"મારી તો સાધનભજનની શક્તિ નથી, મા. આપનાં ચરણમા પડ્યો છુ, ફાવે તે કરો."

માએ ઠાકુરને હાથ જોડીને પ્રાર્થના કરી: "ઠાકુર તારા સંન્યાસનું રક્ષણ કરો. તેમની નજર છે, ત્યાં સુધી તને કશો ભય નથી. ઠાકુરનું કામ કરજે અને સાધનભજન કરજે. કામમાં પરોવાયાથી ખોટા વિચારો આવતા નથી. એકલા બેસી રહેવાથી અનેક પ્રકારના વિચારો આવે."

* * * *

મે–"કેવા ભાવે, કવે સ્થળે જઈને સાધનભજન કરવુ ?"

મા–"કાશી તમારુ સ્થાન છે સાધન એટલે તેમના ચરણ-કમળમા નિત્ય ચિંતન કરતા કરતા મનને લીન કરવુ તે તેમના નામનો જપ કરવો."

મે–"અનુરાગ ના હોય, તો માત્ર નામ જપ્યાથી શુ વળે, મા?"

મા–"પાણીમા ઇચ્છા કરીને પડો કે અનિચ્છાએ, પણ કપડા તો પલળવાના જ નિત્ય ધ્યાન ધરવુ મન તો હજી કાચુ છે ને? ધ્યાન કરતા કરતા સ્થિર થશે હમેશા વિચાર કરવો જે વસ્તુમા મન જાય, તે વસ્તુને અનિત્ય ગણીને, ભગવાનમા તેને જોડી દેવુ એક માણસ માછલી પકડતો હતો, તેની પાસે થઈને વરઘોડો જતો હતો, પરંતુ તેની દૃષ્ટિ તો માછલાને પકડવામા જ રોકાયેલી હતી."

જીવનનો ઉદ્દેશ "ત્યારે મા, જીવનનો ઉદ્દેશ શો?"

"ભગવાનને મેળવવા અને તેમના ચરણમા સર્વદા મનને મગ્ન રાખવુ તે તમે તો બધા સન્યાસી છો, તેમના જ માણસો છો તમારો ઇહકાલ તેમજ પરકાલ તેઓ જ સભાળે છે તમારે વળી ચિંતા શી? પ્રત્યેક પળે કાંઈ ભગવાનનો વિચાર કરી શકાય? કોઇવાર હરવુ ફરવુ, કોઇવાર તેમનો વિચાર કરવો."

* * * *

મે–"નિર્જન સ્થાનમા ક્યાક થોડો વખત સાધના કરવાની ઇચ્છા છે."

મા–"તેમ કરવાનો આજ ખરો સમય છે આ ઉંમરે કરવી પણ ખાવાપીવામા ધ્યાન રાખવુ."

* * * *

ત્યારે સાજુ શાંતિ જોઇને મે મને સાધન, ભજન, દર્શન વિષે કેટલીક વાતો પૂછી માએ કહ્યુ "ઠાકુરને અને મને અભેદ-

ભાવે જોવા અને જ્યારે જે ભાવે દર્શન થાય, ત્યારે તે ભાવે જ ધ્યાન સ્તુતિ વગેરે કરવા ધ્યાન થયા પછી પૂજાનો અત આવે છે. અહીંયા (હૃદયમા) આરભ કરવો, અને અહીંયા (મસ્તકમા) સમાપ્ત કરવુ મનતન કાઇ જ નથી યોગ, ભક્તિ સર્વસ્વ છે ઠાકુરમા જ ગુરુ, ઇષ્ટ સર્વે ''

* * *

**મનની સમતા**

એક વાર પગે હાથ ફેરવતા ફેરવતા મે માને પૂછ્યુ "મા, એક વાત પૂછવી છે, આપને કોઇ અડચણ તો નથી ને?' માએ પૂછવાની રજા આપી એટલે મે મારી બધી હકીકત જણાવી તે સાભળીને માએ કહ્યુ "આહા, એ આનદ તો રોજરોજ થાય, બેટા! બધુ જ સત્ય છે, કાઇ મિથ્યા નથી તેઓ જ પ્રકૃતિ છે. તેઓ જ પુરુષ છે '

મે કહ્યુ "મા, કોઈ કોઈ વાર મન જપ્યા પછી ઘણો સમય વીતી જાય છે, અને જે કરવાનુ કહ્યુ હોય તેમાનુ કાઇ જ થતુ નથી પછી ઉતાવળમા બધુ પતાવી દેવુ પડે છે, કારણ કે સસારી કામમા ત્રૂટી થાય તો ચાલે નહિ આથી કરીને કઈ અપરાધ તો નહિ ને, મા?'

મા "ના, ના, એમા કાઇ જ નહિ"

મે "એક જણ જણાવે છે કે, કોઇ કોઇ વાર ગભીર રાત્રે ધ્યાનમા એક પ્રકારનો ધ્વનિ સભળાય છે,– ઘણે ભાગે શરીરના જમણા ભાગમા, કોઈ કોઈ વાર ડાબે પડખે પણ સભળાય છે"

મા "હા, જમણી બાજુ તરફ જ હોય, ડાબી બાજુનો દેહભાવનો ધ્વનિ છે કુલકુડલિની જાગ્રત થાય એટલે આવા અનુભવો થાય જમણી બાજુમા થાય તે બરાબર છે અંતે મન ગુરુ છે. મનની સમતા પ્રાપ્ત કરવી એ જ ઉત્તમ છે '

* * *

એક વાર મનમાં દુ:ખ પામીને વૈકુંઠ 'ઉદ્બોધન'માં ગયા. ત્યાં જઈને તેમણે માને જણાવ્યું "મા, મારે ભજન, શરણાગતિ આપને કાંઈ જણાવવું છે." માએ જણાવવાની રજા આપી એટલે વૈકુંઠે કહ્યું "મા, આ અભાગી બાળક ઉપર ક્યારે દયા થશે?"

માએ કહ્યું "બાબા, ઠાકુર બધું જ કરશે"

વૈકુંઠે કહ્યું "હજી તો મા, કાંઈ જ વળ્યું નહિ, મેં ઠાકુર તો જોયા નથી તેમનું શી રીતે સ્મરણ કરવું? આપની દયા પામ્યો છું, તો આપ જ દયા કરીને આ અભાગીને ઠાકુર જણાવો"

માએ કહ્યું "જપ ધ્યાન વિના કાંઈ ના થાય. બેટા એ બધું તો કરવું જ પડે"

વૈકુંઠ "હવે મારે જપ તપ કરવાની ઈચ્છા નથી. તેથી કાંઈ વળતું નથી. કામ, ક્રોધ, મોહ જેવા પહેલાં હતા તેવા અત્યારે પણ છે. મનનો મેલ પણ ગયો નહિ, મા"

મા "બાબા, બધું ધીરે ધીરે થશે. ના કર્યે કાંઈ આવે? ગાંડો થા મા, જ્યારે વખત મળે ત્યારે સાધનભજન કરવું"

વૈકુંઠ "ના, મા મારી તો શક્તિ નથી. જપ કરવા બેસું એટલે મન ચંચળ બને છે. કાં તો મારું મન તન્મય કરી દો, કે જેથી ચિંતા આવે નહિ અથવા તો આપનો મંત્ર પાછો લઈ લો. આપને વૃથા કષ્ટ આપવાની મારી ઈચ્છા નથી, કારણ કે મેં સાંભળ્યું છે કે જો શિષ્ય મંત્રનો જપ ના કરે તો તે માટે ગુરુને ભોગવવું પડે છે"

મા "એ વળી શું! તમારે માટે તો ચિંતાથી અસ્થિર બની રહી છું" એમ કહેતા કહેતા તો માની આંખમાં આંસુ આવ્યાં. પછી આવેગપૂર્વક કહ્યું, "અચ્છા, તારે હવે મંત્રનો જપ કરવો નહિ પડે"

પરંતુ તે વાતનો મર્મ નહિ સમજવાથી તે વખતે ભય અને સંતાપથી માથું ફરવા લાગ્યું. મે વિચાર્યું કે, હવે મે બધું જ ગૂમાવ્યુ. તેથી પ્રાણના આવેગથી મે કહ્યુ. "મા, મારુ બધું જ ગયુ ? હવે મારે કરવુ શુ ? ત્યારે શુ હુ હવે રસાતાળમાં જવાનો, મા ?"

આ સાભળતાની સાથે જ ખૂબ બળપૂર્વક મા બોલ્યા, "શુ મારો બાળક રસાતાળ જવાનો ? અહીંયા જે બધા છે, તે મારાં સંતાન છે, તેમને માટે મુક્તિ છે. વિધિની તાકાત નથી કે તેમને રસાતાળમા ધકેલી દઇ શકે."

મે "ત્યારે હવે મારે કરવુ શુ, મા ?"

મા "માગ પર જવાબદારી નાખીને નિશ્ચિંત રહેવું, બસ અને હમેશા યાદ રાખવુ કે તમારી પાછળ એવુ એક જણ છે, જે યોગ્ય સમયે તમને નિત્ય ધામમા લઈ જશે."

મે. "મા, જ્યા સુધી આપની પાસે હોઉ છુ ત્યા સુધી સારો હોઉં છુ તે વખતે સસારની ચિંતાઓ મનમા આવતી નથી જ્યારે ઘેર જાઉં છુ, ત્યારે અનેક કુચિંતાઓ સતાવે છે જૂના સંગીઓની સાથે પાછો હળુ મળું છું, અને કુકૃત્યો કરવા પ્રેરાઉ છું. ઘણા પ્રયત્નો કરવા છતાંય ચિંતાઓ દૂર થતી નથી, મા"

મા "એ તો બધા તારાં પૂર્વજન્મના ફળ છે, બેટા એ બધા કાઇ એકદમ જતા રહે ? સત્સગ કરવો, એટલે ધીરેધીરે બધું ઠીક થઈ જશે. ઠાકુરનુ સ્મરણ કરવુ આ જન્મમાં જ તારી મુકિત છે એમ જાણવુ ભય શાનો ? સમય પાકશે એટલે બધુ જ થઇ જશે"

* * * *

એક વાર ધ્યાનજપની વાત નીકળતા માએ કહ્યુ "ધ્યાન અને જપને માટે એક નિયમિત સમય રાખવો જરૂરી છે, કારણ કે એથી ટેવ પડી આવશે અને જશે તે કદી નાનાય નહિ કદાચ કોઇ

**ધ્યાનના નિયમ**

શુભ પળે તેઓ હાજરાહજુર થઇ જાય અને આપણને ખબર પણ ન પડે ગમે તેટલી ધમાલ હોય, બના નિયમ રાખવો જરૂરી છે

મે "પરતુ, મા, કામની જજાળ અને અવ્યવસ્થતા વગેરે નડે છે, તેથી કરીને બધી વખતે નિયમ સચવાતો નથી

મા 'શરીર ખરાબ થાય તે ઉપર તો આપણો અધિકાર નથી, અને અકસ્માત કોઇ કામ પણ આવી પડે, તો તે વખતે સ્મરણ કે પ્રણામ કરવાથી પણ ચાલે '

"સમય ક્યાર રાખવો, મા '

મા "સધિક્ષણમા જ તેમનુ સ્મરણ કરવુ રાત જતી હોય, દિવસ આવતો હોય, કે દિવસ જતો હોય ને રાત આવતી હોય,— એ થઈ સધિની પળ એ વખતે મન પવિત્ર હોય છે "

"પરતુ મા, મનની દુર્બળતા તો ઘણી છે, તે કેમ ટળે ?"

મા "એ તો પ્રકૃતિનો નિયમ છે, આમા જેમ અમાવાસ્યા અને પૂર્ણિમા છે ને તેવો જ મન પણ તે પ્રમાણે કોઈવાર સારુ, વળી બીજી વાર મદ હોય છે "

*　　*　　*　　*

'રોજ પદર કે વીસ હજાર જપ કરવાથી કાઇક થાય ખરેખર, કૃષ્ણલાલ, વાસ્તવિક થાય પહેલા તે પ્રમાણે કરવુ જોઈએ જો ના થાય તો કહેવુ- પરતુ મન પરોવીને જપ કરવો પડે માત્ર મો

**મનની સમતા, ધ્યાન**

હલાવ્યે કાઈ જ ના થાય જપની સંખ્યા ગણવી એ બધુ ઠીક, પરંતુ માત્ર મનની સ્થિરતા માટે મન જ્યાં ત્યાં જતુ હોય, તેને તે દ્વારા કેન્દ્રિત કરી રાખ્ય જપ કરતા કરતા જ્યારે ભગવાનના રૂપનુ દર્શન થાય, ધ્યાન થાય, પછી જપની કાઈ જરૂર નહિ ધ્યાન થયુ એટલે બસ

મન ચચળ છે તે માટે શરૂઆતમા તેને સ્થિર રાખવા માટે સહેજ સહેજ નિશ્વાસ બધ કરીને ધ્યાનનો પ્રયત્ન કરવો તેમ કરવાથી મદદ મળે છે પરતુ એ પ્રમાણે બહુ વાર ના કરવુ, નહિ તો માથુ ગરમ થઈ જશે ભગવાનનુ દર્શન કહો, ધ્યાન કહો, બધુ જ મન છે, મનની સમતા એ મોટી વાત છે

મનુષ્ય તો ભગવાનને ભૂલી જ ગયો છ તેથી જ્યાર જ્યારે જરૂર જણાય છે ત્યારે ત્યારે પોતે આવીને પોતે સાધના કરીને પથ દર્શાવી જાય છે આ વેળા ઠા_રે આવીને ત્યાગનો માર્ગ ગતા યો

* * * *

"જો મન શુદ્ધ હોય તો ધ્યાન ધારણા કેમ થઈ ના શકે? દર્શન કેમ ના થાય? જપ કરવા બેસો કે

આપમેળે ધ્યાન

તરત જ આપમેળે અંતરમાથી ગરગર કરતુ નામ શરૂ થાય, પ્રયત્નથી નહિ જપ, ધ્યાન, એ બધુ યથાસમયે આળસ છોડીને કરવુ શરૂઆતમા એમ જ થાય સાધન કહો, ભજન કહો, તીર્થદર્શન કહો, અર્થોપાર્જન કહો, એ બધુ જ જીવનની શરૂઆતના ભાગમા કરવુ જોઈએ પછી તો કોણ જાણે કે શુ થશે!'

* * * *

મે કહ્યુઃ "જે વેદાંતવાદી સાધુ હોય, તે નિર્વાણ નિર્વાણ માગી શકે?

મા–"એટલે? માયા જાય તો નિર્વાણ વાસનાના ભાવથી

(અસ્તિત્વથી) તો આ દેહ છે. વાસના સહેજ પણ ના હોય, તો દેહ શાનો? એકદમ વાસનારહિત થયા તો પત્યું સમજવું."

* * * *

"સાધુ પુરુષની વાત જુદી છે. તેમનું મન તો શુદ્ધ જ હોય છે. ગંગાતીરે જેઓ વાસ કરે છે, તે બધા દેવતા છે. ગંગાસ્નાન કરવાથી જન્મનું પાપ ક્ષય પામે છે.

**જ્ઞાનચૈતન્યનો ઉદય**

ગોલાપનું મન કેવું શુદ્ધ છે! તેથી તેને અશુચિ–શુચિનો ખ્યાલ પણ નથી.

હવારૂપી નારાયણ છે. ગંગાતીરે પવિત્ર હવા વાય છે. ઘણી તપસ્યા પછી મનની શુદ્ધિ થાય છે. સાધના વિના કાંઈ થાય નહિ.

અને ભગવાન મળે તોપણ શું થાય છે? શું એ શિંગડાં ઊગતાં હશે! માત્ર મન શુદ્ધ થાય એજ. અને મન શુદ્ધ થાય એટલે જ્ઞાન-ચૈતન્યનો ઉદય થાય."

* * *

**વાસના**

મેં: "વાસનામાંથી જ ભોગ જન્મે છે. ચાર માળના બંગલામાં રહેવા છતાં વાસના ના હોય, અને ઝાડ નીચે રહેવા છતાં વાસના હોય. એ તો મા, ઠાકુર કહેતા હતા ને કે મહામાયાનો ખેલ ન્યારો છે."

મા: "ખરેખર, તેમ છે."

મેં: "મા, મારા અંતરમાં કેટકેટલી વાસનાઓ ઊઠે છે, તે બધી ક્યારે શમશે?"

મા: "એ બધી વાસનાઓ નથી. એ તો મનના તરંગ છે. એ બધા જાય તો સારું."

મે "કાલે બેઠો બેઠો વિચારતો હતો કે જો ઈશ્વરની કૃપા નહિ હોય તો મનની સાથે ક્યાં સુધી ઝૂઝી શકાશે એક વાસના ગઈ કે બીજી તરત આવે છે '

મા "જ્યાં સુધી માણસપણું છે, ત્યાં સુધી વાસનાઓ ઊઠવાની જ પણ તેથી ગભરાવાનું નથી ઠાકુર રક્ષા કરશે

મે "પણ મારામાં તો તે શ્રદ્ધા નથી, મા કોઈવાર તેની શ્રદ્ધા આવે છે, પાછી ચાલી જાય છે તમે છો તો પછી અનેને વિપત્તિઓ આવે તમારી પાસે આવું છું એટલે શાંતિ થાય છે

મા "કાંઈ ભય નથી, બાબા, બધું જ સમય પ્રમાણે થઈ રહેશે

* * * *

નલિની નામની માની ભત્રીજી સ્નાન કરીને આવી. તેનું શરીર સારું નહોતું, પણ પાયખાનું ધોવાથી તે ગંગાસ્નાન કરીને આવી માએ પૂછ્યું "શું નલિની ગંગાસ્નાન કરી આવી ? ' નલિનીએ કારણ જણાવ્યું

**શુદ્ધિ, મનની**

મે કહ્યું કે, નહિ નાહી હોત તો ચાલત, માએ પણ તેમજ જણાવ્યું પણ નલિનીએ કહ્યું "પણ તેથી કાંઈ સ્નાન વળે, આ ? જરૂર હતું ને ?

મા "તેથી શું ? વિષ્ટાને તો નથી અડીને ? અને કદાચ અડી હોત તો પણ શું ? પેટમાં તો વિષ્ટા છે જ મનના ખરા કારણ છે માણસ પ્રથમ પોતાનું મન દૂષિત કરે છે, ત્યારપછી પારકાના દોષ જુએ છે પારકાના દોષ જોવાથી શું થાય ? પોતાની ક્ષતિ ક્ષમારૂપી તપશ્ચર્યા અનેક સાધનાતપશ્ચર્યા કર્યા પછી આ જન્મમાં મન શુદ્ધ થાય છે '

* * *

વાત વાતમાં માએ કહ્યું "ભગવાનને કોણ બાંધી શક્યું છે? પોતે જ પકડાયા ત્યારે તો માતા યશોદા તેમને

**વાસનાશૂન્યતા** બાંધી શક્યાં, ગોપગોપી તેમને પામી શક્યાં

જ્યાં સુધી વાસના, ત્યાં સુધી આવાગમન ટળવાનું નહિ વાસનાથી જ દેહાતર થાય છે એક મદેરા ખાવાની વાસનાથી પણ પુનર્જન્મ થાય છે તેવી જ મઠમાં જાતજાતની વસ્તુઓ આવે છે

વાસનાનું બીજ સૂક્ષ્મ છે તેમાંથી જતે દહાડે પ્રચંડ વૃક્ષ ઊગે છે દેવળ વાસનાશૂન્ય તો કોઈક જ હોય છતાંય વાસનાથી દેહાંતર થાય તોય પૂર્વજન્મની સુકૃતિ હોય તો ચૈતન્ય સમૂળગું જતું નથી જેઓ વાસનાશૂન્ય છે, તેઓ જ મુક્ત છે"

* * *

નિર્વાણની વાત ચાલતી હતી માએ કહ્યું "દેવતા કહો, કે જે કોઈ કહો, બધું જ પૃથ્વીમાં જન્મે છે

**માયાનો વિસ્તાર** સૂક્ષ્મ દેહે તો ખાવુંપીવું, પહેરવુંઓઢવું, કથાવાર્તા કાંઈ જ થાય નહિ તેથી વધારે દિવસ રહી શકતા નથી'

મે "જો એમ જ હોય તો નિત્ય કેવી રીતે પચાર થતો હશે, મા?"

મા "લાકડાની પૂતળીની માફક યુગયુગાતર સુધી જ્યાં હોય ત્યાં જ રહેવાનું મે રામેશ્વરમાં જોયું તો રાજાઓની પત્થરની મૂર્તિઓ ઘણી હતી બધીને પોષાક પહેરાવેના જો ભગવાનની ઇચ્છા હોય, તો તેમને પાછા આણી શકે દેવલોક પણ ઘણા છે,–જનલોક, સત્યલોક, ધ્રુવલોક વગેરે ઠાકુર કહેતા હતા કે સ્વામીજીને સપ્તર્ષિલોકમાંથી આણ્યા હતા

મે "ત્યારે શું અમારે પણ લાકડાની પૂતળીની માફક રહેવું પડશે?"

મા "ના, તમારે તેમની સેવા કરવાની. એ રીતે રહેવાય. એ તો અહીંની માફક ભગવાનની સેવા કરવી તે, બીજું યુગયુગાંતર સુધી પૂતળીની માફક રહેવું તે

મે "મા, ઠાકુર કહેતા હતા કે ઈશ્વરકોટિ નિર્વાણ પછી પણ પાછા ફરી શકે, બીજા કોઈ નહિ, તો તેનો અર્થ શો?

મા "એટલે કે ઈશ્વરકોટિ નિર્વાણ પછી મનને વ્યવસ્થિત રીતે પાછું આણી શકે"

મે "પરંતુ જે મન લીન થઈ ગયું તે કેવી રીતે પાછું આવે? જે જળ તળાવમાં ભળી ગયું તે ફરીથી કેવી રીતે તે જ સ્વરૂપમાં પાછું મેળવાય?

મા "બધા તેમ ના કરી શકે, એમ જેઓ પરમહંસ હોય, તેઓજ તેમ કરી શકે"

મે "બધા વાસનારહિત થઈ શકે, મા"

મા તો પછી સૃષ્ટિ કેવી રીતે ચાલે? તેમ થતું નથી માટે તો આ સૃષ્ટિ છે વારંવાર જન્મમરણ છે"

મે "જો ગંગામાં દેહ પડે તો, મા?"

મા "માત્ર વાસના નિર્મૂળ થાય તો, નહિ તો હરિ હરિ. વાસના ના જાય તો છેલ્લો જન્મ હોય તોય શું?

મે "મા, ત્યારે આ અનંત સૃષ્ટિમાં ક્યાં શું થઈ રહ્યું હશે તે કોણ જાણી શકે? આ બધા ગ્રહ, નક્ષત્ર વગેરેમાં કોઈ જીવનો વાસ હશે કે નહિ?"

મા "માયાના આવડા મોટા રાજ્યના અનંત ભાગનો તાગ એક માત્ર ઈશ્વર જ કરી શકે, બેટા"

* * * *

## કર્મ

મે: "બાબુ હવે તો મઠમાં આવતા પણ નથી. આપને ત્યાં કર્મનાં ફળ પણ આવતા નથી. આમ કેમ થયું, મા?"

મા: "હા, જ્યારે કલકત્તા હતી ત્યારે પણ આવતા નહિ."

મે' "આટલા દિવસના પુરાણા ભક્ત, ને આમ કેમ?"

મા: "કર્મનાં ફળ. અનેક જન્મનાં કર્મ હતાં. છેવટે રહી શક્યો નહિ. જે બધા તરંગો છે, તે ચાલ્યા જાય તો! કારણ કે એકજ જન્મમાં મુક્તિ મળવાની."

મે: "જો તેમની જ ઇચ્છાથી બધું થતું હોય, તો કર્મનાં ફળ પણ કેમ કાઢી નાખતા નથી?"

મા: "તેમની ઇચ્છા હોય તો તેમ પણ થાય. જોને, કર્મનાં ફળ તો તેમને પણ ભોગવવાં પડયાં'તાં! ઠાકુરના મોટાભાઇ બીમારીમાં પાણી પીવા જતા હતા, ત્યાં ઠાકુરે તેમના હાથમાંથી પ્યાલો લઈ લીધો. તેથી મોટાભાઇએ ક્રોધ કરીને કહ્યુ: 'તેં મને પાણી પીવા દીધું નહિ, તેમ તું પણ છેવટને સમયે કાંઇ ખાઈપી શકીશ નહિ.' ઠાકુરે કહ્યું: 'દાદા, મેં તો તમારા ભલાને માટે કર્યું, અને તમે તો મને શાપ દીધો!' આ પછી મોટાભાઇ રડવા લાગ્યા. અને કહ્યું: 'ભાઈ, કોણ જાણે શાથી મારા મોઢામાંથી આવી વાણી નીકળી પડી તે મને સમજાતું નથી.'

તો બીમારીને વખતે તેમને પણ કર્મનાં ફળ ભોગવવાં પડયાં. કાંઇ ખાઇ શકયા નહિ. તો એના પણ અનેક જન્મના સંસ્કાર એવા હશે, બેટા."

* * * *

મે': "જો તેઓ બધાયના માબાપ હોય, તો પછી પાપ સંસ્કાર અને કર્મ કેમ કરાવે છે?"

મા "જગજંતુ બધાયમાં પોતે છે એ ખરું, છતાં સંસ્કાર અને કર્મ અનુસાર બધાય પોતપોતાના કર્મફળ ભોગવે સૂર્ય એક છે, પણ સ્થાન અને પદાર્થ પ્રમાણે તેનો પ્રકાશ ભિન્ન ભિન્ન છે કે નહિ ?"

* * * *

**પુણ્યકાર્યમાં કાલાકાલ વિચાર**

એક વાર મારી ગર્ભધારિણી માતાને તીર્થદર્શને કાશી લઈ જવાની ઇચ્છા દર્શાવતાં તેણે કહ્યું કે હજી સમય યોગ્ય નથી મે એ વાત શ્રીમાને જણાવી તેથી માએ મને કહ્યું "અકાળે તીર્થે જવાથી પૂર્વ ધર્મ નષ્ટ થાય છે, પરંતુ પુણ્ય કાર્ય જલદી પતાવી નાખવું સારું" માનું આવું સંદિગ્ધ વાક્ય સાંભળીને સંશય ઉપજ્યો, તેથી મે ખાત્રી કરવા માટે વધારે સ્પષ્ટ જણાવવાનું કહ્યું ત્યારે માએ કહ્યું "સંસારીઓમાં એ માન્યતા છે કે અકાળે તીર્થયાત્રા કરવી ઠીક નથી. જો, કાલાકલનો વિચાર કરીને પુણ્ય કાર્ય રોકી શકાય, પરંતુ કાળની પાસે કાલાકાલનો વિચાર નથી અને જ્યારે કાળની પાસે તેમ છે, ત્યારે સુયોગ મળતાં જ કાલાકાલનો વિચાર કર્યા વિના શુભ કાર્ય પતાવી નાખવું સારું"

* * * *

**પાપપુણ્ય**

નલિની "પાપની વાત એકવાર મોએ બોલ્યા એટલે શું ધોવાઈ ગઈ?"

મા 'ત્યારે નહિ ? ઠાકુર તો મહાપુરુષ છે તેમની પાસે કહ્યાથી ધોવાઈ જાય અને વળી જ્યાં પાપપુણ્યનો પ્રસંગ થાય, ત્યાં જેટલા માણસો હોય તે બધાને તેની સારીનરસી અસર ભોગવવી પડે છે

નલિની: "એ કેવી રીતે?"

મા: "જો, ધાર કે એક જણ આવીને તારી પાસે પોતાનાં પાપપુણ્યની વાતો જણાવી ગયો. હવે જ્યારે તારા મનમાં તે માણસની વાત યાદ આવશે, ત્યારે તે પ્રસંગો પણ સાંભરવાના, એટલે તેની અસર પણ થવાની જ, ખરું કે નહિ?"

* * * *

મે. "મા, કર્મના ફળનું ખંડન થઇ શકે? શાસ્ત્ર જણાવે છે કે જ્ઞાનનો ઉદય થાય તો થઇ શકે. વળી કર્મનાં ફળનું ખંડન પ્રારબ્ધ પણ ભોગવવું પડે."

મા: "કર્મમાંથી જ સુખ દુ:ખ જન્મે છે...કર્મનાં ફળ ભોગવવાં જ રહ્યાં. છતાં ઇશ્વરના નામથી જ્યાં છરી વાગવાની હોય, ત્યાં સોયથી પતે. જપતપથી કર્મનો ઘણો ભાગ ખંડિત થાય ખરો."

મે. "ત્યારે જો કર્મના પ્રાધાન્યથી જગત ચાલતું હોય, તો ભગવાનને શા માટે માનવા? બૌદ્ધો તો કર્મને જ માને છે, મા."

મા: "ત્યારે શું કાલી, કૃષ્ણ, દુર્ગા એ બધાં નથી?"

મે: "જપ તપ દ્વારા કર્મ ખંડિત થાય ખરાં ત્યારે?"

મા: "હા"......

"પરંતુ કામ તો કરવાં જ જોઇએ. કામ કરતાં કરતાં તેનાં બંધન પણ તૂટતાં જાય છે; ત્યાર પછી નિષ્કામ ભાવ આવે છે. એક પળ પણ કાર્ય તજવું ઉચિત નથી."

* * * *

**કર્મનું સમર્પણ** મેં: "મા, ત્યારે જીવન કેમ ગાળવું?"

માઃ "જેમ ગાળો છો તેમ વળી. તેમની વ્યાકુળ ભાવે પ્રાર્થના કરવી. સદાસર્વદા સ્મરણમનન કરવું."

મેં "મોટા મોટા પુરુષોનું પણ પતન થાય છે તે સાભળીને ભય થાય છે, મા.'

મા. "બધી ભોગની વસ્તુઓ સ્વીકારવાથી ભોગના ઉપકરણ તો આવવાનાં જ.

. મે· "પરંતુ મનુષ્ય તો કઈ જ કરતો નથી, તેઓ જ કરે છે ને?"

માઃ "હાસ્તો, પણ એ પ્રમાણે બોધ થાય તો ને? અહંકારમાં મત્ત થઈને બધાં તો માને છે કે હું કરું છું. તેમના ઉપર કેટલા નિર્ભર છે? જે તેમને બધું અર્પણ કરે છે, તેને તેઓ સંભાળે જ છે."

* * * *

## સાધુભાવ–સંન્યાસ

એક સાધુને ઉદ્દેશીને માએ કહ્યુઃ "ઠાકુર કહેતા હતાઃ સાધુ સાવધાન! સાધુએ હમેશાં સાવધાન થઈને રહેવું. તેનો માર્ગ ઘણો લપસણો છે. લપસણે માર્ગે ચાલતાં પગ ટેકવીને ડગલું ભરવું જોઈયે.

**સાધુ, સાવધાન!**

સંન્યાસી થવું એ શું જેવી તેવી વાત છે? સાધુ તો સ્ત્રી તરફ નજર સરખી ના કરે. ચાલતી વખતે અંગુઠા તરફ દૃષ્ટિ રાખીને ચાલે. સાધુનાં ભગવાં કપડાં કુતરાંની બગલની માફક તેનું રક્ષણ કરશે. તેને કોઈ મારી શકશે નહિ. તેનો માર્ગ સીધો છે. બધાંય તેનો રસ્તો છોડીને ચાલશે."

* * * *

"ઠાકુર ભગવાન સિવાય કોઇ વિષેની વાત કરતા નહિ. મને કહેતા, 'જોયો મનુષ્યનો દેહ? આજ છે, કાલ નથી. અને સંસારમાં આવીને કેટકેટલાં દુઃખ, કેટકેટલી બળતરા પામે છે! એ દેહને તે વળી પેદા કરવો! એક ભગવાન જ નિત્ય સત્ય છે. તેમનું નામ જ બધુ છે. દેહ ધારણ કર્યો એટલે અનેક ઉપસર્ગો આવીને નડવાના.' એક દિવસે વિલાસે આવીને મને જણાવ્યું. 'મા, અમારે કેટલી સાવધાનીથી રહેવુ પડે છે!' ખરેખર, સાધુપુરષો ધોળું વસ્ત્ર છે, સંસારીઓ કાળું વસ્ત્ર છે. કાળા વસ્ત્રમાં ડાઘ પડે તોય જણાય નહિ. પણ ધોળામાં તરત જ જણાઇ આવે. દેહ ધારણ કર્યો ત્યારથી જ બધી મુશ્કેલીઓ. સસાર તો કામિનીકાંચનમાં મશગુલ છે, સાધુઓને કેટલો ત્યાગ કરીને ચાલવુ પડે છે. તેથી જ ઠાકુર કહેતા હતા 'સાવધાન!'"

* * * *

ઉદ્‌બોધનમા એક દિવસ એક યુવાન ભક્તે જઇને માને કહ્યું: "મા, મારે સાધુ થવું છે." માએ સહેજ હસીને કહ્યું: "જો, બેટા, તમે બધા જ સાધુ થઈ જાઓ તો આ બધાંની દેખરેખ કોણ રાખશે? એમને માટે ખાવાપીવાની વ્યવસ્થા કોણ કરે?" પછી તેણે વિવાહ કર્યો...

**નદી, સાપ અને સાધુથી સાવધાન**

"બાબા, તારામાં ખૂબ આનંદનો ભાવ છે, તું એ જ પ્રમાણે આનંદમાં મગ્ન રહે. માતા જગદંબાની સામે ગાન ગાઇને જેમ આનંદ મેળવે છે તેમ હંમેશાં આનંદ કર. સાધુ પણ એવા સ્વભાવના હોય છે. છતાં જીવનમાં કેટલીક વાતો યાદ રાખવી. ઠાકુરની દયાથી જ નાનપણથી તને આ માર્ગે રસ છે. માટે આ ત્રણ વસ્તુઓથી ચેતીને ચાલજે. પ્રથમ નદીને તીરે વાસો કરવો તે. બીજું સાપ અને ત્રીજો સાધુ. સાધુથી ચેતવાનું, કારણ કે તેની

કઈ વાણીથી કે મનના કયા ભાવથી ગૃહસ્થનું અમંગલ થાય તે સમજાય નહિ. સાધુને જોઈને તેના તરફ ભક્તિ દર્શાવવી, અવજ્ઞાથી જોવું નહિ."

* * * *

માયાથી પર

"સાધુ તો બધી માયાથી પર હોય. તેને માટે સોનાની બેડી પણ બંધન છે, લોઢાની બેડી પણ બંધન છે. તે માયામાં ફસાતો નથી. કેવળ 'માતૃસ્નેહ' 'માતૃસ્નેહ' એ શું! એ વળી બંધન શાં?"

* * * *

સંન્યાસ

આસો માસમાં દુર્ગાપૂજાના દિવસો હતા. સપ્તમીને દિવસે બે યુવક ભક્તો માની પાસે જયરામવાટીમાં આવ્યા. અષ્ટમીને દિવસે પદ્મ એકઠાં કરીને તેમણે માને ચરણે ધર્યાં. તેમાંના એકે કહ્યું: "મા, મને સંન્યાસની દીક્ષા આપો." તેના સાથીદારે તેમાં હા પૂરાવી. મા સહેજ હસ્યાં અને પછી કહ્યું: "બધું થશે, બાબા, ચિંતા શી?" પરંતુ તેણે તો હઠ લીધી, "ના, મા, સંન્યાસ તો દેવો જ પડશે. મને ભગવાં પહેરાવો." પછી મા ગંભીર બનીને બોલ્યાં: "ભગવાંથી તે શું વળે, બાબા? ભગવાંમાં તે કંઈ જાદુ છે? તમે વિવાહ કર્યો નથી, એટલે સંન્યાસી જ છો ના? બીજું બધુ ક્રમે થશે." પછી તે ભક્તે કહ્યું: "મારી ઇચ્છા છે કે આ જનોઈ તોડી નાખીને તૈલંગ સ્વામીની માફક સર્વદા ભગવાનના ધ્યાનમાં મગ્ન રહું." માએ હસીને કહ્યું: "વખત આવે બધું થશે." ભક્તની અસ્થિરતા વધી ગઈ. તેણે કહ્યું: "મા, હું તો આ બધું ફેંકી દઉં છું." એમ કહેતાંકે ને તેમ કરવા ગયો, ત્યાં માએ તેને વાર્યો અને કહ્યું: "રહેવા દે, રહેવા દે, વખત આવશે એટલે આપમેળે બધું જ થશે". છતાંય તેનો પારો ઊતર્યો નહિ. "મા, ઠાકુરના ગાંડપણનો એક છાંટો

મને આપો, મને પાગલ કરી દો." માએ એનું એ જ કર્યું. પછી બન્ને જણ પ્રણામ કરીને ગયા.

* * * *

**દીક્ષા, પ્રાણના ભીતરમાં**

એક વાર સ્વપ્નમાં મે જોયું કે મા જાણે મને કહી ગયાં: "બ્રહ્મચર્ય લે." પછી તે વાત મેં માને જણાવી. માએ મને સંન્યાસની દીક્ષા દેવાનું નક્કી કર્યું. મને ઠાકુરના ઓરડામાં લઇ ગયાં, પછી તે બંધ કરી દીધાં. મને કહ્યું. "પહેરણ કાઢી નાખ.' પછી તરભાણામાંથી પાણી લઇને તેની છાંટ મારા ઉપર નાખી. મારી નાભિ, છાતી, અને માથા ઉપર તેમણે હાથ મૂકીને કાંઇક કર્યું. નવું કપડું લઇને કહ્યું: "જો, પેલા ઠાકુર રહ્યા. બોલ કે આજે મે મારી બધી જવાબદારી આપને સોંપી." પછી તે વસ્ત્ર મારા હાથમાં દઇને તેમણે કહ્યું: 'આજે તારા પ્રાણના ભીતરમાં મેં સન્યાસની દીક્ષા આપી. ચૈતન્ય થાઓ." આમ કહ્યું કે મારા શરીરમાં કોઈ અપૂર્વ ભાવનો સંચાર થયો! થોડા દિવસો સુધી તે ભાવ સતત પ્રાણમાં જાગ્રત રહ્યો.

* * * *

**સંન્યાસ, બાહ્ય ને આંતરિક**

એક ભક્તે માને પૂછ્યું: "મા, ઠાકુર કહેતા હતા કે અહીંયાં જેઓ આવશે, તે બધાંનો છેલ્લો જન્મ સમજવો. વળી સ્વામીજી કહે છે કે સંન્યાસ વિના કોઈની મુક્તિ નથી. ત્યારે મા, ગૃહસ્થને માટે શો ઉપાય?" માએ તેના ઉત્તરમાં જણાવ્યું: "હા, બેટા, ઠાકુરે જે કહ્યું તે પણ ખરું. પરંતુ ગૃહસ્થને માટે બાહ્ય સંન્યાસની જરૂર નથી, તેમને આંતરિક સંન્યાસ આપમેળે થશે. છતાં કોઈ કોઈને બાહ્ય સંન્યાસ પણ જરૂરી હોય છે. તારે ભય નથી, બેટા! ઠાકુરને શરણે જવું."

* * * *

અભિમાન

એક સવારે માને પૂછ્યુ "મા, મહમા રહેવુ હોય તો સન્યાસ લેવો જોઇએ ?' માએ કહ્યુ કે એ તો થશે મે કહ્યુ "મા, સન્યાસ લેવાથી જબરુ અભિમાન આવે છે" મા "હા, બેટા મને પ્રણામ કર્યા નહિ, મને માન્ય કર્યો નહિ, આ કર્યુ નહિ, વગેરે। તેના કરતા તો આ શુ ખોટુ વૃદાવનમા ગૌર શિરોમણિએ વૃદ્ધાવસ્થામા દીક્ષા લીધી, જ્યારે ઇન્દ્રિયો વગેરેનો પ્રભાવ ઓછો થઈ ગયો ત્યારે રૂપનુ અભિમાન, ગુણનુ અભિમાન, વિદ્યાનુ અભિમાન, સાધુપણાનુ અભિમાન,– એ તે ટાળ્યા ટળે, બેટા ?"

* * *

સિદ્ધના પ્રકાર

મા "સસારમા, બેટા, શાઇ સુખ છે ? કામિની અને કાચન, એમા જ બધા ભાન ભૂલીને રહે છે જ્યા જુઓ ત્યા ભોગ'

મે "અને વળી પાછુ બહિર્મુખ મન, મા ?"

મા "જગદબા કાલી, એ જ બધાયની માતા છે સ્વત સિદ્ધ, સાધનસિદ્ધ, કૃપાસિદ્ધ, એકદમ સિદ્ધ, એવા સિદ્ધ ઘણાય છે"

મે "મા, છેલ્લા કેવા હોય ?"

મા "જેવી રીતે પારકાનુ ધન મેળવીને કોઈક ભોગે ધનિક બની જાય તેમ"

* * * *

## શ્રદ્ધા, કૃપા, શરણાગતિ, ભક્તિ ઇત્યાદિ

મે "મા, બધાય જણાવે છે કે કલ્પતરુની પાસે જઈને કાંઇક માગવુ જોઇએ, પણ બાળકો માની પાસે શુ માગે ? જેની

જેવી જરૂર, તેને તેવુ મા દે છે ઠાકુર કહેતા હતા કે જેને જે રુચે તેને તેવુ મા દે છે તો કયુ પથ્ય છે, મા ?"

મા "મનુષ્યની વળી કેટલી બુદ્ધિ, એ ગ ? શુ માગવા જાય અને શુ માગી આવે ? પરિણામે શિવની મૂર્તિ ઘડતા વાનરની ઘડાઇ જાય! માટે તેમને શરણે જવુ ઉત્તમ છે જેવી જેવી જરૂર હશે, તેને તેવુ દેશે છતાય ભક્તિ અને વાસનારહિત થવાની કામના કરવી, માત્ર કામના માટે કામના નહિ હો

મે "ઠાકુર કહેતા હતા કે જેઓ અહીં આવે છે તેમને માટે છેલ્લો જન્મ છે સ્વામીજી વળી જણાવે છે કે સન્યાસ લીધા વિના કોઇની મુક્તિ નથી ત્યારે ગૃહસ્થનુ શુ, મા ?"

મા "ખરાબર, ઠાકુર જે કહ્યુ તે પણ ઠીક છે ગૃહસ્થીને બાહ્ય સન્યાસની જરૂર નથી તેમના અતરમા સન્યાસ આપમેળે જ પ્રકટ તેમની શરણાગતિ વાંછો, તેઓ તમારી પાસે જ છે '

* * *

મે "મા, ઠાકુર કહેતા હતા કે જેઓ તેમની પાસે જશે તેમનો છેલ્લો જન્મ ત્યારે આપની પાસે આવે તેમનુ શુ ?"

મા "શુ કેમ ? એનુ એ "

મે "મા, આપની પાસેથી જેમણે મત્ર લીધો હોય તેઓ જો કોઈ જાતનુ જપતપ વગેરે કાઈ ના કરે, તો શુ થાય ?"

મા "શુ કેમ ? તમને બધાને આવી ચિંતા કેમ થાય છે ? તમે તમારે તમારા મનની જે જે વાસના, જે જે કામના હોય, તે બધી હૃદયથી ભોગવી લો પછી રામકૃષ્ણલોકમા ચિર શાંતિ ભોગવો ઠાકુરે તમારે માટે નવુ રાજ્ય રચ્યુ છે "

* * * *

એકવાર સંધ્યા વેળા હતી. માએ જણાવ્યું "નવા ભક્તોને પ્રથમ ઠાકુરની સેવા કરવાનું કામ સોંપવું જોઈએ, કારણ કે તેમનો અનુરાગ તાજો હોય છે, તેથી સેવા સારી થાય છે, બીજા બધા તો સેવા કરતાં કરતાં છેવટે વેઠ ઉતારે છે અને માન મેવાથી પણ જાય નહીં, બેટા! સેવાપરાધ ના થાય તે તરફ ખાસ ધ્યાન રાખવું પડે છે છતાંય ઠાકુર જાણે છે કે મનુષ્ય અંતે અજ્ઞ છે, એમ જાણીને ક્ષમા આપે છે ચંદનમાં કાંકરી ના હોય, ફૂલ કે બીલીપત્રમાં કીડા ના હોય, પૂજા કરતી વખતે પોતાના કોઈ અંગને, વાળને કે વસ્ત્રને હાથ ના અડકે, એ બધાની સંભાળ રાખવી જોઈએ બધી સાધનસામગ્રી ખૂબ પ્રયત્નપૂર્વક સાચવવી જોઈએ."

* * *

એકવાર ફૂલ લઈને માની પાસે ગઈ. મા તે વખતે પૂજામાં હતાં. મારી પાસેનાં શિવની ફૂલ જોઈને માએ મને કહ્યું "બહુ સરસ થયું. કાર્તિક માસમાં શિવની ફૂલથી પૂજા કરવી જોઈએ. હજી સુધી એ ફૂલ ઠાકુરને ચડાવવામાં આવ્યાં નથી."

* * * *

વારંવાર મા 'શેષ જન્મ', 'શેષ જન્મ' એમ કહે છે, તેથી મેં માને એક વાર પૂછ્યું "મા, શેષ જન્મ એટલે શું? ઠાકુર પણ તેમ કહેતા, તમે પણ એમ કહો છો."

મા "એટલે જેમને આવવાજવાનું નહિ તેઓ. આ જ તેમનો છેલ્લો જન્મ."

મેં "એમનામાંના ઘણાને તો વાસના છે સંસાર, છોકરાંછૈયાં, કુટુંબપરિવાર, બધું જ. એ બધા તરફની વાસનાનો નાશ થયા વિના આવાગમનનો ફેરો કેવી રીતે ટળે, મા?"

મા "ઠાકુરે જે કહ્યું તે સાચું જ માનવું. અત્યારે વાસના

હોય તો ભલે હોય, જેને જે કરવુ હોય તે કરે, પરંતુ અંત વખતે તે બધુ ચાલ્યુ જ જવાનુ "

મે "ત્યારે શેષ જન્મ એટલે નિર્વાણ ને?"

મા. "હા, અન્ય દેહ છોડવાની વખતે પણ મન વાસના-રહિત બને."

મે "મા, ઠાકુર ઘણુને પોતાના માણસ તરીકે પીછાનતા, તો તેનો અર્થ શો?'

મા 'જેવી રીતે રાજા જ્યારે ક્યાક જાય છે, ત્યારે તેની આસપાસના પણ તેની સાથે જાય છે, તેની રીતે જે પોતાના અંતરંગના છે, તે બધા યુગયુગના સાથી છે, તે બધા એકબીજાના સુખે સુખી, દુ:ખે દુ:ખી, વ્યથાથી વ્યથિત હોય છે "

* * * *

એક ત્યાગી ભક્ત જયરામબાટીમા માનું દર્શન કરીને હૃષીકેશ ગયો. થોડા દિવસ પછી તેણે કાગળ લખ્યો કે મા, તમે જણાવ્યુ હતુ કે યોગ્ય સમયે તને ઠાકુરના દર્શન થશે, તો તે પ્રમાણે થયુ નહિ માએ કાગળ સાભળીને કહ્યુ "તેને લખી દે કે તુ હૃષીકેશ ગયો એટલે ઠાકુર કાંઈ તારે માટે આગળ જઈને તારી રાહ જોતા બેઠા હશે! સાધુ થયો તો ભગવાનનુ સાધનભજન કર તેમની કૃપા થશે ત્યારે આપમેળે બધું થશે."

* * * *

મુક્તિની વાત નીકળી માએ કહ્યું "એ કેવી છે, ખબર છે, બેટા? જાણે કે બાળકના હાથનો પેંડો. કેટકેટલા માગણી કરે છે, કહે છે મને આપો, મને આપો પણ કોઈને તે મળતો નથી જેના ઉપર તે ખુશ થાય છે, તેને ઝટ દઈને આપી દે છે કોઈ આખુ

જીવન માથું ફોડીને મરી ગયો, પણ કાંઈ કરી શકયો નહિ, અને બીજો વળી ઘેર બેઠાં બેઠાં પામી ગયો. કૃપાની વાત મોટી છે, બેટા."

* * * *

"બે મહિના આરા જીલ્લાના એક સ્થળમાં હતી. ત્યાંનાં હવા-પાણી ઘણાં સારાં. મારી સાથે ગોલાપ, બાબુરામની મા અને બળરામનો પરિવાર વગેરે હતાં. તે પ્રદેશમાં હરણનાં ટોળાંનો પાર નહિ, બેટા. એવાં દોડે, એવાં દોડે. આહા! ઠાકુર કહેતા કે હરણની નાભિમાં જ્યારે કસ્તુરી થાય છે, ત્યારે તેની ગંધથી હરણ ચારેબાજુ તેની શોધમાં બહાર દોડે છે. પણ બીચારાને ખબર નથી કે ગંધ કયાંથી આવી રહી છે? ભગવાન પણ આપણામાં જ છે, બેટા. ખરેખર, ભગવાન જ સત્ય છે, બેટા, કેમ નહિ?"

* * * *

મેં: "મા, ભગવાનના નામથી પ્રારબ્ધનો ક્ષય થાય કે નહિ?"

મા: "પ્રારબ્ધના ભોગ ભોગવવા જ પડે. છતાં ભગવાનના નામથી એટલું થાય કે જેમ કોઈનો પગ ભાંગવાનો હોય, તો તે ઠેકાણે કાંટો વાગીને તે ભોગવી લે, બસ."

* * * *

એકવાર 'રામકૃષ્ણ પોથી' વંચાતું હતું. તેમાં વિવાહના ભાગનું વર્ણન હતું. માને તેમાં જગન્માતા તરીકે વર્ણવેલાં હતાં. એક ઠેકાણે આવ્યું કે—"ગિરીશ: વળી એક વાત, ઠાકુર!"

ઠાકુર:–'શી?' ગિરીશ: 'અહેતુકી ભક્તિ.'

ઠાકુર: "અહેતુકી ભક્તિ તો ઈશ્વરકોટિને જ હોઈ શકે, જીવકોટિને નહિ."

મેં પૂછ્યું: "મા, જીવકોટિ અને ઈશ્વરકોટિ એટલે શું?"

મા: "ઈશ્વરકોટિ પૂર્ણકામ હોય છે, તેથી તે અહેતુક ગણાય; કારણ કે જ્યાં સુધી કામના હોય, ત્યાં સુધી અહેતુકી ભક્તિ સંભવે નહિ."

*

એક શિષ્ય રડતો હતો. તેને જોઈને માએ કહ્યું: "રડ નહિ, બેટા. તમે જ બધાં ભગવાન છો. ભગવાનને માટે કોઈ કાંઈ ત્યજી શક્યું છે? ઈશ્વરને શરણે જવાથી વિધિના વિધિનું પણ ખંડન થઈ શકે છે. પોતાની કલમને પોતાને હાથે ઘડવી પડે છે. અને ભગવાન મળવાથી શું થતું હશે? બે શિંગડાં ઊગતાં હશે!

સદસદ્ વિચારણા આવે, જ્ઞાનચૈતન્યનો ઉદય થાય, જન્મ-મૃત્યુ ચાલ્યાં જાય. ભાવનામાં લાભ છે, બેટા. તે સિવાય કોણે વળી ભગવાનને જોયા છે? કોની સાથે ભગવાને વાતો કરી છે? ભાવમાં દર્શન, ભાવમાં કથાવાર્તા,–ભાવમાં જ સર્વસ્વ છે."

* * * *

પ્રેમભક્તિની વાત નીકળી. માએ કહ્યું: "વૃંદાવનમાં ગોવાળોએ શું કૃષ્ણને જપ ધ્યાન દ્વારા મેળવ્યા હતા? તેમણે તો 'આવ, ખા, લે,' એમ કહીને તેમને મેળવ્યા હતા."

મેં: "તેમના પ્રેમ વગર તેમને માટે પ્રાણ કેવી રીતે વ્યાકુળ બને, મા?"

મા: "તેથી જ તો, તેમની કૃપાની વાત સૌથી મોટી છે."

* * *

રાત્રે માની સાથે વાતો નીકળી. મેં કહ્યું: "મા, ભગવાનની કૃપા હોય તો ગમે ત્યારે પણ થાય, સમયની અપેક્ષા રહે નહિ." ઉત્તરમાં માએ જણાવ્યું: "એ તો ઠીક, પરંતુ જે આંબો જેઠ માસમાં ફળે તે જેવો મીઠો થાય, તેવો બીજા માસમાં થાય?

મનુષ્ય હમેશા અકાળે ઉતાવળથી પરિણામ મેળવવાનો પ્રયત્ન કરે છે. જેને અત્યારે આસો માસમા પણ કેરી તો થાય છે, પણ તેની મીઠાશ ને પેથીની મીઠાશ ! ઈશ્વરપ્રાપ્તિની વાતમા પણ તેવુ જ છે. આ જન્મમા જે કાઈ સાધના કરી હોય, તેનો ભાવ બીજા જન્મમા ઘનીભૂત થાય, વળી ત્રીજામા તેનો વિકાસ થાય, એમ ચાલ્યા કરે ભગવાન તો બાળકના જેવા છે, કોઈ કદાચ ના માગે તોય આપી દે, અને કોઇ માગ્યા કરે છતા ના આપે એ બધી એમના ખ્યાલની વાત છે '

*　　　*　　　*　　　*

કોઇ એક સાધુ કાશીમા મણિકર્ણિકાને ઘાટે ખૂબ તપશ્ચર્યા કરતો હતો હુ કલકત્તા આવવાનો હતો તે વખતે તેણે મને કહ્યુ. "માને પૂછી જુઓ કે કેટલા દિવસો પછી મારા પર ભગવાનની કૃપા થશે ?" મે એ વાત માને જણાવી, એટલે ગભીર થઇને માએ જણાવ્યુ "તેને લખી દે કે તપશ્ચર્યા કરે છે તેથી ભગવાનની કૃપા થશે એ માનવાનુ કાઈ કારણ નથી પહેલા તપસ્વીઓ ઊંચે પગ અને નીચે માથુ રાખીને અગ્નિ ધખાવીને હજારો વર્ષો તપશ્ચર્યા કરતા તેથી કરીને ભાગ્યેજ કોઇના પર તેમની કૃપા થતી બધુ તેમની કૃપા પર નિર્ભર છે '

*　　　*　　　*　　　*

મા "હારતો, તેમની કૃપાની જરુર છે. કૃપાને પાત્ર હોવુ જોઇએ "

મે "કૃપાને વળી પાત્રાપાત્ર કેવુ, મા ? કૃપા તો બધાય પર સમાનભાવે હોય "

મા ' નદીને તટે બેસીને જે તેમના નામનો અહાલેક પોકારે તે જ પાર જાય "

મે "જ્યારે સમયે જ બધુ થવાનુ હોય, ત્યારે તેમની કૃપાની વાત ક્યાં ?"

મા "જો માછલીને પકડવી હોય તો દોરી ઝાલીને બેસી રહેવુ પડે "

મે "જો તેઓ પોતાના જ હોય, તો બેસી શાને રહેવુ પડે ?"

મા 'અનન્ત, અમળે પણ બને છે આજકાલ જેવી રીતે અકાળે ફળ ફળે છે તેવી રીતે ભાદરવામાં પણ કેરીઓ આવે જ છે ના ?'

મે 'તેમને મેળવી ના શકાય, ત્યારે ?

મા "જેવો ભાવ તેવો લાભ

મે "ભાવ તો માત્ર સ્વપ્નવત્ છે, મા ?'

મા "ત્યારે તો જગત પણ સ્વપ્નવત્ નથી ? આપણી આ જાગ્રત અવસ્થા એ પણ શુ સ્વપ્ન નથી ?"

મે "ના, મા, એ તો સ્વપ્ન નથી એમ હોય તો પળમા ભાગી જાત આ તો જન્મ જન્મથી ચાલ્યુ આવ્યુ છે'

મા "ભલે, સ્વપ્ન વિના કાઇ જ નથી ગતે જે સ્વપ્ન જણાય છે તે અત્યારે નથી એક ખેડુતે સ્વપ્ન જોયુ કે તે રાજા થયો, આઠ છોકરાનો બાપ થયો સ્વપ્ન ભાગી ગયુ એટલે વિચારો કહેવા લાગ્યો, 'આઠ છોકરા માટે રડુ કે આ એકને માટે રડુ ? ખરુ શુ ?'"

* * * *

એક વાર ભગવાનમાં શ્રદ્ધા વિષે વાત નીકળી મા બોલ્યા "બાબા, માત્ર વાચવાથી તે કાંઈ શ્રદ્ધા પ્રગટતી હશે ? ઘણુ વાચવાથી તો ઊલટો ગોટાળો વધે ઠાકુર કહેતા હતા કે જગત

મિથ્યા છે, તેઓ જ માત્ર સત્ય છે એટલું સમજાએ તોય ઘણું છે આ જોને, મે તને પત્ર લખ્યો હતો કે આવે ત્યારે આટઆટલી ચીજો સાથે લેતો આવજે તો તે પત્રની જરૂર ક્યા સુધી? ત્યા સુધી તેમા શુ છે તે જાણે નહિ ત્યા સુધી જેવુ જણાઈ ગયુ કે પત્રની જરૂર મટી ગઈ, નહિ? કારણ કે તારે તો મગાવેલી વસ્તુઓ સાથે મારુ દર્શન કરવુ છે નહિ તો ગત દિવસ વાગળ નાચ્યા કરે વાચ્યા જ કરે, તેથી વળે શુ, બેટા?

મે 'પરતુ, મા, આટઆટલી વારવી આવુ છુ ને જાઉ છુ, આપની કૃપાનો લાભ પણ પામ્યો છુ, છતા જાણે કે કાઈજ થતુ નથી! મને તો, મા, લાગે છે કે જાણે જ્યા હતો, ત્યાંને ત્યાજ છુ'

મા 'બેટા, ધાર કે તુ એક ખાટલામા સૂતો છે કોઈ આવીને તને ખાટલા સાથે બીજે ઠેકાણે લઈ જાય છે તો તારી ઊંઘ ઊડતાજ શુ તુ તરત સમજી શકીશ કે તારુ સ્થાનાતર થયુ છે? કે પછી જ્યારે તારી ઊંઘનુ આળસ જશે ત્યારે સમજી શકીશ?

એક વાર બીજા ભક્તને મે કહ્યુ હતુ કે મારે જે કાઈ કરવાનુ તે મે દીક્ષા વેળાએ કરી દીધુ હોય છે છતાય જો તરત શાતિ જોઈતી હોય તો સાધનભજન કરો નહિ તો દેહાતે થશે

* * * *

મુક્તિ અને ભક્તિ વિષે વાત નીકળી માએ કહ્યુ 'મુક્તિ તો પ્રતિ ક્ષણે દઈ શકાય, પરતુ ભક્તિ ભગવાન સહેજમા દેતા નથી બોલતી વખતે મા એવા ભાવથી બોલ્યા કે જાણે મુક્તિ તો તેમની મુઠ્ઠીમા ના હોય! બોલીને તરતજ શાત સમાહિત થઈ ગયા

* * *

મેં: "કેવી રીતે ભગવાન મળે? પૂજા, જપ, ધ્યાન વગેરેથી, મા?"

મા: "કશાથી નહિ!"

મેં: "કશાથી નહિ!"

મા: "હા, કશાયથી નહિ."

મેં: "ત્યારે શાનાથી મળે?"

મા. "માત્ર તેમની કૃપાથી. છતાય ધ્યાન, જપ વગેરે જરૂરી છે. તેથી કરીને મનનો મેલ જાય છે. જેવી રીતે ફૂલને મસળતાં તેમાંથી તેની ખુશબો નીકળે છે, ચંદનને ઘસતાં તેમાંથી તેની સુગંધ નીકળે છે, તેવી રીતે ભગવતતત્ત્વની આલોચના કરતાં કરતાં તત્ત્વજ્ઞાનનો ઉદય થાય છે. જો વાસના ચાલી જાય તો કશાની જરૂર નથી."

* * * *

એક વાર એક સ્ત્રી ભક્તે માને પોતાના બંધુના મનોમાલિન્યની વાત જણાવી. માએ કહ્યું: "જો બેટા, માનવની સાથે પ્રેમ કરવાથી દુઃખ, ક્લેશ, વગેરે સહન કરવાં પડે છે; પરંતુ જે ભગવાનને પ્રેમ કરી શકે છે, તેજ ખરો ધન્ય છે. તેને કાંઈજ થતું નથી."

* * * *

એક સ્ત્રી ભક્તે માને જણાવ્યું કે, "મા, મારી ઉંમર નાની છે. મારાં સાસુસસરા મને અહીં આવવા દેતાં નથી. તો આપની કૃપા વાંછું છું." માએ લખી જણાવ્યું: "તારે અહીં આવવાની કાંઈજ જરૂર નથી. જે ભગવાન વિશ્વબ્રહ્માંડમાં વ્યાપી રહેલ છે, તેમનું જ ધ્યાન ધર. તેજ તારા પર કૃપા કરશે."

* * *

એક ભકતે અભિમાન સાથે પત્ર લખ્યો હતો. માએ તેનો ઉત્તર આપતાં જણાવ્યું હતું કે, "ઠાકુર કહેતા હતા કે શુક, વ્યાસ એ બધા તો મંકોડા જેવા છે. એવા તો અનંત સૃષ્ટિમાં કેટલાય છે. તમે જો ઈશ્વરનું સ્મરણ નહિ કરો, તો તેમને શું? એ તો તમારું દુર્ભાગ્ય! ભગવાનની માયાજ એવી છે." મેં કહ્યું: "મા, બધા કાંઈ નથી ઈચ્છતા તેમ નથી. જો ના ઈચ્છતા હોય, તો આવા પ્રશ્નોજ કેમ ઊઠે? પરંતુ જેમને પોતાના માનીને પકડવા જઈએ છીએ, તેઓ તો પકડાતાજ નથી, તેથીજ આટલું લાગી આવે છે. બુદ્ધ, ચૈતન્ય, ખ્રિસ્ત એ બધાએ ભક્તો માટે કેટકેટલું કર્યું?"

મા: "ઠાકુર પણ શું નથી કરી ગયા? છતાં આપણે કયાં પજોપળ તેમને સમર્પણ કરીએ છીએ?"

મેં: "હા, મા, મનુષ્ય કાલી, દુર્ગા, વગેરેને ઈશ્વર તરીકે માની શકે, પરંતુ મનુષ્યને ઈશ્વર માનીને તેના ઉપર શ્રદ્ધા રાખવી, એ કેમ બને?"

મા: "એ તો છે તેમની કૃપાની વાત."

* * * *

મે: "અત્યારે જે બધા તમારી કૃપા મેળવે છે, તે બધા તો ખરેખર ભાગ્યશાળી છે. પણ તમારા ગયા પછી બીજા બધાનું શું થશે?'

મા: "એ વળી શું' ભગવાન તો સર્વત્ર સર્વકાળ રહેલ જ છે. ઠાકુર પણ છે. તેમની કૃપાથી બધું જ થાય. શું બીજા દેશોમાં નહિ થતું હોય?"

* * * *

મેં: "મા, મને સર્વત્યાગી કરી દો, જેથી કાંઇ આકર્ષણ ના રહે."

માઃ "સર્વત્યાગી તો છું જ. શું એ શિંગડાં ઊગાડવાં છે?"

* * * *

મેઃ "મા, બ્રહ્મજ્ઞાન કેવી રીતે થાય? શું પ્રત્યેક વિષય લઈને પ્રથમ અભ્યાસ કરવો જરૂરી છે, કે પછી આપમેળે થાય?"

માઃ "એ માર્ગ તો ઘણો કઠણ છે, બેટા. ઠાકુરનું સ્મરણ કરવાથી બધું જ મળશે."

* * * *

મેં: "મા, ભગવાનનું દર્શન એટલે શું જ્ઞાનચૈતન્યની પ્રાપ્તિ માત્ર? કે બીજુ કાંઈક?"

માઃ "ત્યારે બીજુ શું વળી! શું વળી બે શિંગડાં ઊગે?"

મેં: "અહીંયાં ઘણા ભક્તો માને છે કે જેણે ભગવાનનું દર્શન થાય એટલે તેમને નજરે જોવા તે, તેમની સાથે વાતચીત કરવી તે."

માઃ "'બાબાને બતાવો, બાબાને બતાવો,' એમ કહે છે. પરંતુ એ તો કોઈના બાબા નથી, બેટા. 'ગુરુ, કર્તા, બાબા,' એ ત્રણેય એમને શરીરે કાંટા ભોંકતા. કેટકેટલાય મુનિઓએ યુગયુગાંતર તપસ્યા કરી છતાં મળ્યા નહિ. તો વળી સાધના વિના, તપસ્યા વિના, માત્ર બોલ્યાં કે અમને બતાવો!"

મેં: "અચ્છા મા, પરંતુ કેટલાક માગે છે ને પામતા નથી, કેટલાક માગતા નથી, છતાં પામે છે,—એ શું?"

માઃ "ઈશ્વર તો બાળકના જેવા સ્વભાવવાળા છે ને! કોઈ માગે તેને દે નહિ, ના માગે તેને દઈ દે. કદાચ પૂર્વ જન્મમાં ઘણું કર્યું હોય, તો તેના પર કૃપા થાય."

મેં: "ત્યારે તો કૃપામાં પણ વિવેક ખરો?"

માઃ "હાસ્તો, જેવું જેનું કર્મ. કર્મ શેષ થાય એટલે એમનાં દર્શન. તે છેલ્લો જન્મ."

મેં: "મા, જ્ઞાનચૈતન્યના ઉદય માટે તો સાધના, કર્મક્ષય, સમય એ બધાં ખરાં. પરંતુ જો તેઓ પોતાના જ હોય તો તેમની ઇચ્છાથી જ દર્શન થઈ શકે નહિ ?"

માઃ "ખરી વાત છે, પણ આ સૂક્ષ્મ વાત જેવી રીતે તું સમજે છે, તેવી રીતે બીજા કેટલા સમજે છે ? બધાં તો માત્ર કરવા ખાતર કર્યે જાય છે. ઇશ્વરને ખરેખર કોણ માગે છે ?"

મેં: "મેં આપને એકવાર કહ્યું હતું કે બાળક જો પોતાની માને પણ સ્નેહપૂર્વક યત્નપૂર્વક ના પામે તો પોતાની માને મા તરીકે પણ જાણી શકે નહિ."

માઃ "હાસ્તો, દર્શન વિના પ્રેમ ક્યાંથી સંભવે ? આ જોને તારી સાથેના દર્શનથી,–હું તારી મા છું, તું મારો બાળક છે."

*     *     *     *

ઠાકુર જ્યારે કામારપુકુરમાં રહેતા હતા, ત્યારની એક વાત માએ જણાવીઃ "જેઠ મહિનો હતો. ખૂબ વરસાદ પડયો. પાણીથી ખેતર બધાં ભરાઈ ગયેલાં. ઠાકુર તે વખતે દિશાએ ગયા. ત્યાં ઘણા મગરમચ્છો જોઇને ઠાકુર તેમને લાઠીથી મારતા હતા. તેમાંનું એક માછલું ઠાકુરના પગની આસપાસ ફરતું હતું. તે જોઇને તેઓ બોલ્યાઃ 'એને મારીશ નહિ, અલ્યા, એ જોને મારે શરણે આવીને કેવું ઘૂમી રહ્યું છે. આહા, જ્યારે કોઈ આ પ્રમાણે શરણાગત થાય, ત્યારે જ તે આ મહામાયાના ફંદામાંથી બચી જાય છે."

# મૂર્તિપૂજા

એકવાર માની પાસે દાનીવાટના શિવનારાયણ પરમહંસની બે શિષ્યાઓ આવી. તેમણે ભગવાં ધારણ કર્યાં હતાં. તેમને ત્યાં તે વખતે રાતદિવસ યજ્ઞ ચાલતો હતો. થોડીવાર પછી મા આવ્યાં એટલે તેમાંના એકે પૂછ્યું "આપને એક વાત પૂછવી છે." માએ કહ્યું, ભલે ત્યારે ભગવાંવાળી શિષ્યાએ પૂછ્યું "મૂર્તિપૂજામાં કાંઈ સત્ય છે કે નહિ? અમારા ગુરુ કહે છે કે મૂર્તિપૂજામાં લાભ જ નથી. પૂજા કરવી હોય તો સૂર્યની કે અગ્નિની પૂજા કરો."

મા "જ્યારે તમારા ગુરુ તેમ કહે છે, ત્યારે મને તે વિષે શા માટે પૂછો છો? ગુરુવાક્યમાં શ્રદ્ધા રાખવી જોઈએ."

તે શિષ્યાએ કહ્યું "ના, આપનો મત તો અમારે જાણવો જ છે." માએ તે વિષે કાંઈ પણ કહેવાની ના કહી, પણ તેમણે માન્યું નહિ. પછી માએ કહ્યું "જુઓ ત્યારે,—આ બધું તમારી જીદનું ફળ છે, વાતમાં વાત નીકળી ત્યારે કહું છું—તમારા ગુરુ સર્વજ્ઞ હોત તો તે પ્રમાણે ના બોલત. આદિયુગથી માંડીને કેટકેટલા મનુષ્યો મૂર્તિની ઉપાસના કરીને મુક્તિ પામ્યા છે, તેમનું શું? ગુરુની તેવી સાંકડી બુદ્ધિ નહોતી. બ્રહ્મ બધે છે. સાધુપુરુષો બીજાને માર્ગ જણાવે છે. માર્ગ અનેક છે, તેથી તે બધાયની વાતો ખરી છે. જેવી રીતે એક ઝાડ ઉપર ધોળું, લાલ કે રાતું એમ અનેક રંગરંગના પંખી બેસે અને જાતજાતની બોલી બોલે, સાંભળવામાં તે બધી જુદી ગણાય, પરંતુ તે બધાંને અંતે પંખીના બોલ ગણીએ છીએ." આ પ્રમાણે માએ બધાંને સમજાવ્યું. પછી ઘણી ચર્ચાને અંતે પેલાં બન્ને જણ ખુશ થઈને ગયાં. તેમના ગયા પછી માએ મને કહ્યું "સ્ત્રીજાતિ ને વળી તર્ક! જ્ઞાની પુરુષો જ તર્ક દ્વારા તેની મહત્તા મળી શકે! બ્રહ્મ તે શું માત્ર તર્કની વસ્તુ છે?"

*　　　*　　　*　　　*

મે "છબીમા નુ ઠાકુર છે, મા ?"

મા "ત્યારે શુ નથી ? છાયા અને કાયા સમાન છે. છબી તો તેમની છાયા છે

મે "બધી છબીઓમા પોતે છે ?"

મા ' હા, બોલાવતા બોલાવતા તેમા આવિર્ભાવ થાય છે. સ્થાન એક પીઠ બની જાય છે ધારો કે આ સ્થાનમા કોઈએ તેમની પૂજા કરી, તો તે તેમનુ સ્થાનક બની ગયુ "

મે "ત્યારે તો બધા સ્થાનમમા તેમની સ્મૃતિઓ જડિત હોય ?"

મા "ના એ સ્થાનમા તેમની દષ્ટિ હોય "

મે "ત્યાર ઠા ુરને જે ભોગ ધરવામા આવે છે, તે શું ઠાકુર ખાય છે ?'

મા "હા, ચોક્કસ

મે "ત્યારે તેની નિશાની તો જણાતી નથી ?"

મા "તેમની આખમાથી પ્રકાશનુ કિરણ નીકળીને બધા પદાર્થો ચૂસે છે તેમના અમૃતમય સ્પર્શથી તે પરિપૂર્ણ બને છે "

* * * *

મે "મા, સાચે જ ઠાકુર ખાય છે ?"

મા "હા, તુ શુ જોતી નથી ? ઠાકુર ખાવા બેસે છે, ખાય છે

મે "તમે તે જોઈ શકો છો ?'

મા "હા, કોઈનુ પોતે ખાય છે, કોઈના ઉપર માત્ર નજર જ ફેરવે છે આપણને શુ બધી વસ્તુઓ બધો વખત ખાવી ગમે છે ? બધુય કાંઈ ખાઇ શકાય છે ? જેમની જેવી ભાવભક્તિ "

"જ્યારે જ્યારે ખાવુ, ત્યારે ત્યારે તે ભગવાનને નૈવેદ્ય રૂપે

ધરીને પ્રસાદી તરીકે ખાવુ તેમ કરવાથી રક્ત શુદ્ધ થાય છે, અને પરિણામે મન પણ શુદ્ધ થાય છે ”

*     *     *     *

મે “જગન્નાથની કેવી મૂર્તિ છે, મા ?”

મા “મે તો બેટા, સ્વપ્નમા શિવમૂર્તિ જોઈ હતી ’

મે “જગન્નાથમા પણ શિવમૂર્તિ જોઇ ?”

મા “હા શિવલિંગ જોયુ જાણે કે લાખો શાલિગ્રામોની વેદી, અને તેના ઉપર જગન્નાથ શિવ કાઇ હોય નહિ, તો આટઆટલા લોક આવે ? વિમલા દેવી છે વિમલા તો દુર્ગાજ ને ! તેથીજ તો શિવ ? ’

મે “કેટલાક કહે છે કે એ તો બૌદ્ધ મદિર છે, મૂર્તિ પણ બુદ્ધની છે પછી જ્યારે શકરાચાર્યે બૌદ્ધોને દૂર કર્યા, ત્યાર પછી એજ મૂર્તિ શિવમૂર્તિ થઇ ગઇ વળી પાછા વૈષ્ણવ ધર્મના પ્રચાર પછી તેની તે મૂર્તિ વિષ્ણુની ગણાઈ ”

મા “કોણ જાણે, પણ મે તો શિવ જોયા ’

મે “મુસલમાનોએ કેટકેટલા મદિરો તોડી નાખ્યા, મા ?”

મા “દુષ્ટલોકના ભયથી ભગવાન પણ ભાગે છે એ તો તેમની ઇચ્છા હોય તો બધુજ કરી શકે બના એ પણ એમની લીલા છે ”

*     *     *     *

મે “મા, કાશીમા મરવાથી મુક્તિ મળે એ વાત ખરી ?”

મા “શાસ્ત્રોમા છે અને ઘણાય લોક જાય છે મુક્તિ તો ખરી જે તેમને શરણે જાય તેમની મુક્તિ ના હોય, તો કોની હોઈ શકે ?”

મેંઃ "શરણાગતની તો મુક્તિ ખરી, પરંતુ જે શરણાગત નથી, જે ભક્ત નથી, જે વિધર્મી છે, તેમની મુક્તિ પણ ખરી ?"

માઃ "તેમની પણ થાય. કાશી ચૈતન્યમય સ્થાન છે."

મેંઃ "ખરેખર, મા ?"

માઃ "ત્યારે શું ? નહિ તો સ્થાનમાહાત્મ્યનો શો અર્થ ?"

* * * *

## સૃષ્ટિપ્રકરણ

એક વાર સૃષ્ટિની ઉત્પત્તિની વાત નીકળી. માએ કહ્યું: "સાંભળ બેટા, જ્યારે વિધાતાએ પ્રથમ મનુષ્યને ઉત્પન્ન કર્યો, ત્યારે તેને સત્વગુણી બનાવ્યો. પરિણામે તે જ્ઞાન લઈને જન્મ્યો અને સંસાર અનિત્ય છે તે સમજતાં તેને વાર લાગી નહિ. આથી બધાં જ ભગવાનનું નામ લેતાં તપસ્યા કરવા નીકળી પડ્યાં અને તેમનો મુક્તિપદમાં લય થઇ ગયો. પછી વિધાતાએ જોયું કે આ તો ઠીક ના થયું, સંસારની લીલાનો ખેલ બરાબર જામ્યો નહિ. તેથી પરિણામે સત્યની સાથે રજસ અને તમસનું મિશ્રણ કર્યું. પછી ખરેખરી લીલા જામી !"

* * * *

જયરામવાટીમાં માને ઘેર એક રાતે વાતો નીકળી. મા સૂતાં સૂતાં સાંભળતાં હતાં. વેદાંતની વાત આવી. મેં કહ્યું: "નામરૂપ વિના બીજું કાંઈ નથી, અને ઇશ્વરબીશ્વર કાંઈજ નથી."

સાંભળીને મા તરત જ મારા મનનો ભાવ જાણે કે કળી ગયાં. તરત જ બોલ્યાં: "નરેન્દ્ર કહેતો હતો કે મા, જે જ્ઞાન ગુરુપાદપદ્મને ઉડાવી દે તે તો અજ્ઞાન ગણાય, કારણ કે ગુરુપાદપદ્મ વિના જ્ઞાન પ્રતિષ્ઠિત ક્યાં રહે ? માટે, બેટા, જ્ઞાનચર્ચા છોડી દે.

તેમને કોણ પામી શક્યું છે? શુક, વ્યાસ, શિવ બધા માત્ર મંકોડા જેવા છે."

મેં: "મા, જાણવાની ઇચ્છા છે, કાંઈક સમજાય છે, પણ વિચારને કેવી રીતે રોકી શકાય?"

મા: "પૂર્ણ જ્ઞાન પ્રગટ્યા વિના વિચાર જાય નહિ."

પછી સૃષ્ટિની વાત નીકળી.

મેં: "ત્યારે શું, મા, આ બધાં અસંખ્ય નાનામોટાં પ્રાણી એકજ સાથે ઉત્પન્ન થયાં હશે?"

મા. "ચિત્રકાર જેવી રીતે પીંછીથી આંખ, મુખ, નાક એમ એક પછી એક ચીતરતાં મૂર્તિ ખડી કરે છે, તેમ શું ભગવાન પણ કરતા હશે? ના, બેટા, તેમની એક પ્રકારની શક્તિ છે. તેમની 'હા' થી જગતનું બધું થાય છે, 'ના' થી બધું લોપાય છે. બધું એક સાથે થાય છે."

વાત કરતાં હતાં તે વખતે ઓરડામાં ખાવાની ગંધથી મંકોડા ચારે બાજુ ઊભરાયા હતા. તેમને જોઈને મેં પૂછ્યું: "ત્યારે આ બધા મંકોડા આટલા પાછળ કેમ પડ્યા? તેમને તો માણસ થવાને ઘણી વાર છે." માએ કહ્યું: "હાસ્તો. ઘણી વાર લાગવાની. કલ્પાંતે બધું જ જાણે કે ઊંઘમાંથી ઊઠે છે."

* * * *

મેં: "તમે, મા, જયરામવાટીમાં એકવાર કહ્યું હતું કે બધું એક જ વખતે ઉત્પન્ન થયું છે?"

મા: "ત્યારે શું એક પછી એક? આ તો જાણે તેમનું યંત્ર ચાલે છે. તેમની સૃષ્ટિ અનંત છે. પ્રતિક્ષણે તેમને ધ્યાન રાખવું પડે છે."

## સ્વપ્નરહસ્ય

મે માને એક સ્વપ્નની વાત કહી "મા, એકવાર સ્વપ્નમા મે જોયુ તો જાણે સ્વામીની સાથે ક્યાંક જઈ રહી છુ જતા જતા રસ્તામા એક નદી આવી, તેને ન મળે કિનારો. એક ઝાડ નીચે થઇને નદીની પાસે ગઇ, ત્યા જઇને જોયુ તો પેલી પારથી એક કાળો છોકરો એક નૌકા લઈને આવી રહ્યો છે તેણે કહ્યુ હાથની લતા કાઢી નાખ, પછી તને પેલી પાર લઈ જઇશ પછી મે તેનો ઘણો ભાગ કાઢી નાખ્યો, પણ થોડો ભાગ કેમે કર્યો જાય નહિ એટલામા મારા સ્વામી કોણ જાણે ક્યાય ચાલ્યા ગયા, અને પછી જણાયા જ નહિ પછી મે કહ્યુઃ આટલો ભાગ તો નીકળતો નથી, પણ મને લઈ જવી જ પડશે એમ કહેતી નૌકામા બેસી ગઈ એમતા વેત નૌકા તો ચાલી, અને મારુ સ્વપ્ન પણ ભાગી ગયુ "

મા "જે તે જોયુ તેમા તેમનુ રૂપ લઇને મહામાયા તને પાર લઈ ગઇ. સ્વામી કહો, પુત્ર કહો, દેહ કહો, બધુ જ અંતે તો માયા જ આ બધા માયાના બંધન તોડયા વિના પેલી પાર જઈ શકાતુ નથી.

દેહમા માયા તે દેહાત્મબુદ્ધિ છે, તે પણ તોડવી જ રહી. શાનો દેહ, બેટા, અંતે તો એક શેર રાખ કે બાઇ બીજુ? એનો વળી ગર્વ શો! ગમે તેટલો મોટો હોય, મોહક હોય, તેના ઉપર વળી આસક્તિ! હરિ બોલ, હરિ બોલ, જય મા, જગદંબા '

## મૃત્યુ

પ્રેમાનંદ સ્વામીની વાત નીકળતા માએ કહ્યું. "બેટા, ગમે તેવા મહાપુરુષ ભલે ને હોય, પરંતુ દેહ ધારણ કરીને આવ્યા એટલે દેહના ભોગ ભોગવના જ રહ્યા છના તફાવત એ કે સાધારણ લોક રડાકૂટ કરે, જ્યારે સમજુ માણસ ખુશીથી તે સ્વીકારે, જાણે મૃત્યુ તો એક ખેલ છે એમ માનીને "

* * * *

ભક્ત "મા, જેઓ મૃત્યુ પહેલાં અજ્ઞાન થઈને દેહત્યાગ કરે છે, તેમની શી રીતે સદ્ગતિ થાય?"

મા "અજ્ઞાન હોવા પહેલાં જે વિચાર આવ્યો હોય, જે દ્વારા તેનું અજ્ઞાન હોય, તે વિચાર પ્રમાણે તેની ગતિ થાય."

## શ્રીરામકૃષ્ણ પરમહંસ અને શ્રીમાને વિષે

મા "જ્યારે ઠાકુર ચાલ્યા ગયા, ત્યાર પછી એકવાર બેઠી બેઠી વિચારતી હતી તે વખતે કામારપુકુરમાં હતી. મારે હવે કોઈ નથી, મારું શું થશે? એવામાં ઠાકુરે દર્શન દીધાં અને મને કહ્યું 'શો વિચાર કરે છે? તારે તો અનેક રત્નો છે, તે તને સોંપતો જાઉં છું. વખત આવતાં કેટલાય લોક તને 'મા' 'મા' કહેતા આવશે.'"

*         *         *         *

મેં "મા, બધા ઠાકુરને પૂર્ણબ્રહ્મ સનાતન કહે છે તે શું ખરું છે?"

મા "હા, તે મારા પૂર્ણ બ્રહ્મ સનાતન છે."

'મારા' એમ સાંભળીને મેં કહ્યું "એમ તો પ્રત્યેક સ્ત્રીને માટે તેના સ્વામી પૂર્ણબ્રહ્મ સનાતન છે. પરંતુ હું તે ભાવે પૂછતો નથી."

મા "હા, તેઓ મારા સ્વામીભાવે પણ, અને બીજી બધી રીતે પણ."

આ સાંભળીને મેં વિચાર્યું કે જો ઠાકુર પૂર્ણ બ્રહ્મ સનાતન હોય, તો મા સ્વયં જગદંબા હોવાં જોઈએ,—જેમ સીતારામ, રાધાકૃષ્ણ, પરસ્પર અભિન્ન હતાં તેમ. હું પણ તે જ વિશ્વાસથી માને દર્શને ગયો હતો. તેથી મેં પૂછ્યું "ત્યારે તમે તો જાણે એક સામાન્ય સ્ત્રીની માફક બેઠાં બેઠાં અત્યારે રોટલી વણી રહ્યાં છો, એ બધું શું? માયા કે બીજું કાંઈ?"

માઃ "માયા વિના મારી આ દશા શાની હોય? વૈકુંઠમાં નારાયણની પાસે લક્ષ્મી બનીને રહેતી. પણ ભગવાનને નરલીલા કરવાનું ગમે છે. શ્રી કૃષ્ણ ગોવાળ બન્યા, રામ દશરથને ત્યાં અવતર્યા."

મેંઃ "તમને તમારું સ્વરૂપ મનમાં આવતું નથી, મા?"

માઃ "કોઈ કોઈવાર આવે છે, ત્યારે મનમાં થાય છે કે આ શું કરી રહી છું? વળી આ બધું ઘરસંસાર, છોકરાંછૈયાં મનમાં આવે છે ને તે ભૂલી જાઉં છું."

* * * *

માઃ "એક જાતનો સુમેળ જામે, તો દર્શન થાય."

મેંઃ "મા, બધા તમને 'આપ' કહે છે, પરંતુ હું તો તે પ્રમાણે બોલી શકતો નથી, મારે મોઢેથી તેમ નીકળતું જ નથી."

માઃ "તે જ ઠીક છે. એજ ખરો સહજ ભાવ છે."

પછી વાતવાતમાં મેં માને જણાવ્યુંઃ "મા, તમે તેમને મંત્ર દીધો છે, તો તેમની જવાબદારી તમે લીધી છે. છતાં અમારી વાત નીકળતાં 'ઠાકુરને જણાવીશ,' એમ કેમ કહો છો? અમારી જવાબદારી તમે લઈ શકતાં નથી?"

માઃ "તમારી જવાબદારી તો લીધી છે."

મેંઃ "મા, આશીર્વાદ કરો, જેથી મન શુદ્ધ થાય, અને અનુરાગ ઉત્પન્ન થાય. હું એક છોકરાની સાથે ભણતો, તેને ખૂબજ ચાહતો. તેનો થોડો ભાવ પણ જો ઠાકુર તરફ વળત, તો સંતુષ્ટ થાત."

માઃ "આહા! એજ તો. અચ્છા, ઠાકુરને જણાવીશ."

મેંઃ "એમ વળી કેમ કહો છો? તમે અને ઠાકુર શું જુદાં છો? તમે આશીર્વાદ કરશો એટલે જ બસ."

માઃ "બાબા, જો માત્ર મારા આશીર્વાદથી જ બનતું હોત તો મારાં હાડકાં તોડીને પણ તેમ કરું. મનુષ્યની તે શી તાકાત છે કે તે માયાના પંજામાંથી છૂટી શકે? તેથી તો ઠાકુરે આટઆટલી સાધના કરી અને તેનું બધું ફળ જીવોના ઉદ્ધાર માટે દઇ ગયા!"

મેં: "તેમનાં દર્શન વિના પ્રેમ કેમ ઉપજે?"

માઃ "હાસ્તો, હવાની સાથે કોણ બાથ ભીડી શકે?"

મેં: "મા, ઠાકુરને ક્યારે દેખીશ?"

માઃ "થશે, સમય આવશે એટલે બધુંજ થશે."

* * * *

મેં: "મા, ઠાકુરની સમાધિની અવસ્થામાં તેમનું મુખ તમે કદાપિ મ્લાન જોયું છે?"

માઃ "ના, મેં તો જોયુ નથી. તે વખતે મેં તો પ્રસન્ન જોયા છે."

મેં: "ભાવસમાધિમાં પ્રસન્ન હોઈ શકે. પરંતુ બેઠેલી છબી વિષે ઠાકુર કહેતા કે તે અતિ ઉચ્ચ અવસ્થાની છબી છે. તેમાં પણ શું હાસ્ય હોય?"

માઃ "મેં તો બધી સમાધિમાં તેવા જોયા છે."

મેં: "રંગ કેવો હતો?"

માઃ "તેમના શરીરનો રંગ જાણે હિમાલયના જેવો હતો, સોનાના ઇષ્ટ કવચની સાથે તેનો રંગ મળી જતો હતો. જ્યારે તેલ ચોળતી, ત્યારે આખા શરીરમાંથી જાણે જ્યોતિ નીકળતી."

* * * *

એક વાર મા પૂજાના ઓરડામાં બેઠાં તાં. પૂજા પૂરી થઇ ગઈ હતી. એક ગુરુભાઇએ માને પૂછ્યું: "મા, આપ ઠાકુરને કેવી દૃષ્ટિથી જુઓ છો?"

થોડો વખત નિસ્તબ્ધ બનીને ગંભીર ભાવે માએ કહ્યું: "સંતાનની માફક."

*　　*　　*　　*

મે: "મા, તમે એકવાર કહ્યું હતું કે ઠાકુર શ્વેતકાય ભક્તો દ્વારા પણ કાર્ય કરશે એ વાત ખરી?"

મા: "ના, તેમના અનેક શ્વેતકાય ભક્તો આવશે એમ કહ્યું હતું. જોને, ઘણા આવેજ છે ના? ઠાકુર કહેતા હતા કે એકસો વરસ પછી પોતે વળી પાછા આવશે......ઠાકુરનો ત્યાગ એજ તેમનું ઐશ્વર્ય હતું. તેમના તે ત્યાગથી જ આપણે જે છીએ તે છીએ."

"ઠાકુરના આવિર્ભાવથી સત્યયુગનો આરંભ થયો. વિશેષ વિશેષ લોક તેમના સાથે જન્મ્યા હતા. નરેન્દ્ર સપ્તર્ષિમાંનો એક હતો."

*　　*　　*　　*

"કાશીપુર બાગ તેમની અનંતલીલાનું સ્થાન છે. કેટકેટલી તપસ્યા, ધ્યાન, સમાધિ! તેમનું તે મહાસમાધિસ્થાન છે, સિદ્ધસ્થાન છે; ત્યાં ધ્યાન કરવાથી સિદ્ધ થવાય."



૨

## વિવિધ વાર્તાલાપ

સ્વભાવ　　મા એકવાર કોઇને વિષે વાતો કરતાં હતાં—

"સ્વભાવ છાડિતે નારે છીવેર દાય, દાય ।
સ્વભાવ છાડિયે, ભજે, ભજિ તાર પાય ॥"

મે: "એટલે શું, મા?"

મા: "મનુષ્ય સ્વભાવને છોડી શકતો નથી. તેથી ચૈતન્યદેવ કહે છે કે સ્વભાવને છોડીને જે મારું ભજન કરે છે, તેને હું ભજું છું."

મેં: "તમે જયરામબાટીમાં કહેતાં હતાં કે સ્વભાવ બદલાય તો બધું થાય, એવું જ કે!"

મા: "હા, એમજ. સ્વભાવ બદલવો એ મોટી વાત છે, બેટા."

* * * *

"આ પાણી જેનો સ્વભાવ નીચે વહેવાનો છે, તેને પણ સૂર્યના કિરણ આકાશમાં લઈ જાય છે, તેવી રીતે મનનો સ્વભાવ પણ નીચે જવાનો છે, ભોગ વિલાસમાં રચ્યાપચ્યા રહેવાનો છે. પરંતુ તેને પણ ભગવાનની કૃપા ઉર્દ્ધ્વગામી કરે છે."...

**સ્ત્રીઓ વિષે**

એકવાર સાસરે જતી વખતે માએ મને કહ્યું: "બેટા, કોઇની સાથે વધારે હળવું મળવું નહિ, કોઇનાથી ભોળવાવું નહિ. પોતાનામાં પોતે રચ્યાં રહેવું. કોઇનાં ઘર ગણવાં નહિ."

* * * *

**પુરુષનો વિશ્વાસ**

"જો મા, પુરુષ જાતનો કદાપિ વિશ્વાસ કરવો નહિ. બીજાની તો વાત શી, પણ પોતાના બાપનો કે ભાઇનો સરખોય નહિ. સ્વયં ભગવાન જો પુરુષનો વેશ લઇને આવે તો તેમનો પણ વિશ્વાસ કરાય નહિ."

**સ્ત્રી સ્વભાવ**

"સ્ત્રી જાતિને આટલો ક્રોધ કરવો ઉચિત નથી. સહન કરવું એ ઘણું જરૂરી છે. બાળપણમાં માબાપનો ખોળો, જુવાનીમાં સ્વામીનો આશરો, તે સિવાય સ્ત્રીને માટે બીજી કોઈ મોટી વાત નથી. । જાત ઘણી વિચિત્ર છે. કદાચ ઝટ દઇને કાંઈનું કાંઈ કરી બેસે."

* * * *

"જુઓ મા, સ્વામી અને સ્ત્રીનો એક મન થાય ત્યારે ધર્મનો
સહમત ઉદય થાય."

*

એક વાર શુચિ–અશુચિની વાત નીકળી માએ કહ્યું 'જુઓ, બેટા, ઠાકુરને પેટનું દરદ હતુ ત્યારે હું
શુચિ–અશુચિ
ઠાકરખાનામાં રહેતી, ત્યારે તેમને જે ગમે તે રાંધી આપતી પણ મહિનામાં જે ત્રણ દિવસ થાય નહિ, તે દિવસોએ મા કાલીનો પ્રસાદ આવતો, તે ખાઈને ઠાકુરના પેટનો રોગ વધતો એકવાર ઠાકુરે મને બોલાવીને કહ્યું. 'જો, આ ત્રણ દિવસ તે ખાવાનું ના કર્યું, તો મારું શરીર વધારે ખરાબ થઈ ગયું તે કેમ ના ગમ્યું?' મેં કહ્યું 'સ્ત્રીઓ મહિનાના ત્રણ દિવસોમાં કોઈને રાંધી આપી શકે નહિ!' ત્યારે ઠાકુરે કહ્યું 'કોણે કહ્યું? તું તારે મને રાંધી આપજે, મને વાંધો નથી કહે તો ખરી, તારા શરીરની કઈ વસ્તુ અશુચિ છે? તારી ચામડી, માંસ, હાડકાં, મજ્જાતંતુ, શું અશુચિ છે? જો, મન જ શુચિ કે અશુચિ છે બહારની અશુચિ તો કાંઈજ નથી?' ત્યાર પછી હું હમેશા રાંધી આપતી. તે પ્રમાણે એક વાર પૂજા ન થવાથી મારા મનમાં ગોઠ્યું નહિ તેથી ઠાકુરે મને કહ્યું "જો પૂજા ના કરવાથી મનમાં દુ:ખ લાગે તો કરવી, નહિ તો તેમાં વાંધો નથી'

*

મેં "મા, અશુચિ અવસ્થામાં સ્ત્રીઓ ઠાકુરની પૂજા કરી શકે કે નહિ?"

મા "હા, કરી શકે, જો ઠાકુર તરફ પ્રેમ હોય તો પરંતુ જો મનમાં સંશય ઉત્પન્ન થાય તો ના કરવી'

પરંતુ મા બધાને આજ પ્રમાણે કહેતા નહોતા થોડા દિવસ પછી તેજ અવસ્થામાં કોઈ બીજી સ્ત્રીએ પૂછ્યું, ત્યારે માએ કહ્યું

"આવી અવસ્થામાં તે વળી ઠાકુરની પૂજા થઇ શકે? ના કરાય." લોકની માનસિક અવસ્થા જોઇને મા કહેતાં, તેથી કરીને તેઓ શું કહેશે તે વિષે પ્રથમથી અટકળ કરવી ભારે પડતુ.

*　　*　　*　　*

**સંસારની વિવિધતા** રાત્રે વાળુ કરતી વખતે માએ મને પૂછ્યું: "તું હવે ઘેર જ રહે છે ને?"

મેં: "હા, મા, ઘેર જ રહું છુ. મારે મોટી એક મુશ્કેલી છે. ખૂબ બીમારી આવી ગઈ, પછી વિવાહ થયો."

મા: "વિવાહ પણ થઈ ગયો?"

મેં: "હા, મા."

મા. "છોકરીની ઉંમર કેટલી છે?"

મેં: "લગભગ તેર વર્ષની."

મા: "જે થયું છે તે સારાને માટે થયું છે. હવે શું કરીશ?"

મેં: "માસ્તર મહાશયે વિવાહ કરવાની ના પાડી હતી."

મા: "આહા! પોતે ઘણી મુશ્કેલીઓ વેઠી હતી ને? તેથીજ કહે છે કે કોઈ વિવાહ કરશો નહિ રે!"

મેં: "સંસારમાં ઘણા આઘાત લાગે છે, માણુસ પોતાની માણુસાઈજ ગૂમાવી બેસે છે."

મા· "ખરેખર. માત્ર પૈસા, પૈસા, પૈસા, કાંઈજ નહિ!"

મેં: "ઘણી વિષમ યંત્રણા!"

મા: "ઠાકુરને સંસારી ભક્તો ઘણા છે. ગભરાવું શાને?"

હુ નિસ્તબ્ધ રહ્યો.

મા: "મારા ભાઈઓએ વિવાહ કર્યો છે."

મેં: "આપના કહેવા પ્રમાણે ?"

મા: "શું કરું ? ઠાકુર કહેતા, 'વિષ્ટાનો જીવ વિષ્ટામાંજ સારો, ભાતની હાંડીમાં તેને રાખીએ તો મરી જાય.'"

મેં: "ક્રમશઃ બધું ઠીક થઈ જશે ?"

મા: "તે તો કોણ જાણે ? જુઓ. પહેલાં તો કીડી મારતાંય બીતી, હવે તો બીલાડીને પણ સીધી કરી દઉં છું. ઠાકુર કહેતા, 'આ પણ કરો, તે પણ કરો.' 'હું હું, હું હું.' જીવ ઘણાં દુઃખ-કષ્ટ ભોગવે, ત્યારે બોલે છે, 'તું હું, તું હું.'

ભય શાનો ? વિવાહ કર્યો છે તો તે પણ ઠાકુરની ઇચ્છાથી સારુ થઇ જશે. કદાચ તેમાં કાંઈ સુકૃતિ પણ હોય. ઠાકુર કહેતા કે વિદ્યાના કરતાં અવિદ્યાનું જોર વધારે છે, એટલે કે અવિદ્યામાયા સંસારને મુગ્ધ કરી રહી છે."

એક વાર એક ભક્તની પૂછપરછ કરી. તેના છોકરાના વિવાહ વિષે વાત નીકળી. તે ભક્તે કહ્યું: "ના, મા, વિવાહ કર્યો નથી." માએ કહ્યું: "એક છોકરો, છતાં, વિવાહ કર્યો નથી?"

ભક્તઃ "વિવાહ કરવાની ઇચ્છા તેની નથી, મા."

માઃ "અત્યારે તો છોકરાઓની એ જ વાત છે. શું વિવાહ કરવાથી સાચા થઇ ના શકાય? બધાંય મનનાં ભૂત છે. શું ઠાકુરે મારી સાથે વિવાહ કર્યો ન હોતો? તેણે દીક્ષા લીધી છે?"

ભક્તઃ "હા, મા. તેથી તે આપનો જ છે."

માઃ "એમ, ત્યારે વિવાહ કેમ ના કરે? હું કહીશ. મને લાગે છે કે દુઃખકષ્ટનો માર્યો વિવાહ કરવા માગતો નહિ હોય. તારી શી ઇચ્છા છે?"

ભક્તઃ "મા, તેનું જેમાં મંગળ હોય તે તો તમે જાણી શકો. તમારી ઇચ્છા પ્રમાણે કરીશું."

માઃ "જો, બેટા, કેટલાક સાધુ બની જઇને સર્વ બંધનોથી મુક્ત બને છે, કેટલાકને સંસારનો આસ્વાદ ભોગવવાને જન્મ લેવો પડે છે. મને લાગે છે કે ભોગ પૂરો થઇ જાય તે જ સારું. ઠાકુરનાં સાંગોપાંગની વાત જૂદી છે."

ભક્તઃ "મા, એ તો જેવી તમારી ઇચ્છા."

માઃ "હું કહીશ કે તે વિવાહ કરે. તેના ભોગ પૂરા થાઓ. ઠાકુરનો સિદ્ધમંત્ર તેનું રક્ષણ કરશે."

* * * *

માએ એકવાર રસ્તામાં પડતા વરંડામાં જઇને હસતાં હસતાં મને બોલાવીને કહ્યું: "અહીં આવ તો, બેટા, અહીં તો આવ, જો તો મઝા!" હું પાસે ગઈ એટલે કહ્યું: "જો તો, પેલી વેશ્યાના ઘરની સામેની બારીની પાસે પેલો કોઈ માણસ એકવાર આ બારી

તો બીજી બારી, એમ આંટા મારી રહ્યો છે. બિચારો અંદર ઢૂકી શકતો નથી. જોયો કેવો મોહ, કેવી પ્રવૃત્તિ! અંદરથી ગાનના અવાજ આવે છે, છતાં પેલો અંદર જઇ શકતો નથી! આહા! કેવો તનમનાટ!" પછી અમે બન્ને હસવા લાગ્યાં.

* * * *

એક સ્ત્રીની વાત નીકળી. માએ કહ્યું: "કોણ જાણે તેને પોતાના સ્વામીને માટે કેવો મોહ લાગ્યો છે! ખાતાં, પીતાં, સૂતાં કાંઇ ચેન નહિ! ખાતાં પીતાં ઊઠે ને વળી સ્વામીને જોઇ આવે! રાત દિવસ બિચારાને ઘરમાં જ બંદી રાખે. જોને તેનું શરીર કેવું થઇ ગયું છે! એકાદ છોકરું થાય ને તેનો સ્વભાવ કાંઇક બદલાય તો સારું!"

* * *

માએ કહ્યું: "કાલે એક વહુ આવી હતી. ખૂબ નાની ઉમરની. તેના ખોળામાં, પીઠ પર બધે છોકરાં. બધાંને બરાબર સાચવી પણ શકતી ન હોતી, અને વળી કહેતી હતી કે, 'મા, સંસાર સારો લાગતો નથી.' મેં કહ્યું: 'કેમ! તારે તો નાનાં બાળબચ્ચાં છે ને?' ત્યારે કહે કે બસ, હવે થવાનાં નહિ. મેં કહ્યું: 'એમ થાય તો તો ઘણું સારું.'

* * *

"એક જ દેહ દ્વારા વીસ પચીસ છોકરાં જન્મે, એ તે શું મનુષ્યત્વ! નહિ સંયમ, નહિ કાંઈ,—કેવળ પશુતા!"

* * *

એક સ્ત્રી ઘણી દુઃખિત થઇને માને પૂછવા આવી· "મા, મારું શું થશે?" માએ સહેજ ઉદાસીન થઇને જણાવ્યું: "તારે તો વર્ષે વર્ષે છોકરાં થાય, સહેજ પણ સંયમ ના મળે અને મને કહે છે કે મારું શું થશે? એમ કહે શું વળવાનું હતું?"

* * * *

એક વાર હરિહર મહારાજ ઠાકુરને ભોગ ધરવા આવ્યા હતા. તેમને જોઇને માએ કહ્યું: "આ જોયો એક ત્યાગી છોકરો, ઠાકુરને નામે આવ્યો છે. સંસારી લોક વારંવાર બાળકોને જન્મ આપે છે. જાણે એ જ તેમનું કાર્ય ના હોય! ઠાકુર કહેતા કે એક બે છોકરાં થઇ ગયાં એટલે બસ! આ બાબતમાં અંગ્રેજો કાંઇક સમજતા લાગે છે. અને આપણે!"

* * *

આજે સંધ્યા પછી માને ત્યાં ગઇ હતી. મા સાદડી ઉપર સૂઇ રહ્યાં હતાં. પ્રણામ કરીને વાતવાતમાં મેં માને પૂછ્યું. "મા, અનેક દિવસો આવી, તો હવે મારા કાલીઘાટના ઘરમાં જવું ઉચિત છે?" મા: "હજી થોડા દિવસ રહી જા, બેટા. ત્યાં ગયા પછી અહીં વારંવાર આવી જઇ શકાશે નહિ. કદાચ એકાદ દિવસ ના આવે તો મનમાં થાય છે કે કેમ ના આવી. કાલે નહોતી આવી, તેથી મનમાં થયું કે શરીર તો નહિ બગડયું હોય? જો આજે ના આવી હોત તો તપાસ કરાવવાની હતી. પરંતુ જો તારા સ્વામીનું શરીર બગડે, અથવા તો તને તેમના મનનો ભાવ જણાય કે તારે તેમની પાસે રહેવું જોઇએ, તો ચોક્કસ જવું."

મેં: "સ્વામી પ્રસન્ન હોય, છતાં, મા, લોકો તો કહેવાનાં જ કે ઘરસંસાર છોડીને આટલા દિવસ બહેનને ત્યાં રહી. સ્વામીની સેવા, ઘરસંસાર, બધું જ સંભાળવું રહ્યું."

મા: "ઘણાય દિવસ સંસાર ભોગવ્યો. લોકોની વાતો જવા દે. એ તો બોલવાના જ. પૂજાને વખતે તો ત્યાં જવું જ પડશે."

મેં: "સંસારને માટે ચિંતા તો મા, કોઈ વેળા થતી નથી. આપની પાસે આવી શકાય નહિ, એજ મોટી ચિંતા છે, મા."

મા: "કાંઈ નહિ, આ મહિનો રહી જા."

* * * *

મેં: "અચ્છા, મા, સંસારમાં તો સ્ત્રીઓને માટે તેનો સ્વામી જ પૂજ્ય અને ગુરુ ગણાય. તેમની જ સેવાથી સાલોક્ય, સાયુજ્ય પ્રાપ્ત થાય છે, એમ શાસ્ત્ર જણાવે છે. તેના સ્વામીના મનથી સહેજ વિરુદ્ધ જઈને જો કોઈ સ્ત્રી અનુનય, વિનય કે સદાલાપ દ્વારા સંયમી થવાનો પ્રયત્ન કરે, તો તેથી શું થાય?"

મા: "ભગવાનને માટે જે કાંઇ હોય તેમાં પાપ નથી, બેટા. ઇન્દ્રિયનો સંયમ, જ્ઞાનપૂર્વકનો, જરૂરી છે. વિધવાઓને માટે આપણી જે બધી વ્યવસ્થા છે, તે સઘળી આ નિયમને વર્તીને જ છે, બેટા."

* * * *

એક વાર કોઈ કારણસર વૈકુંઠબાબુ અને તેમના ભાઇ વચ્ચે કલહ થયો. આથી વૈકુંઠબાબુ પોતાનું ઘર છોડીને બીજે રહેવા માટે શ્રીમાને જણાવવા ગયા. બધું સાંભળીને માએ ગોલાપમાને કહ્યું: "જોયું, ગોલાપ, વૈકુંઠને ભાઇએ તમાચો માર્યો, એટલે ભાઈ અહીં દોડી આવ્યા! ઘર હોય એટલે કાંઇક તો થવાનુંજ, તેને માટે આટલી ધમાલ શી?" પછી વૈકુંઠને કહ્યું: "જા, બાબા, ઘેર જા. સંસાર માંડ્યો એટલે કચ્ચાકંકાસ તો થવાનાં જ."

* * * *

ભગિની નિવેદિતાની શાળાની કેટલીક છોકરીઓને લઇને સુધીરાદેવી રાત્રે માનાં દર્શને ગયાં હતાં. રાત્રે મોડું થતું જોઇને માએ કહ્યું: "રાત તો પડી ગઈ, ઘેર વઢશે નહિ?"

સુધીરા: "આજે વળી જરા ચોપડાશે. તેમનાં ઘરનાં માણસો જરા વિચિત્ર છે. જો જણાશે કે બધાં અહીં આવ્યાં હતાં, તો તો આવીજ બન્યું!"

મા: "બિચારાં! કેટલી કેટલી જાતનાં માણસો હોય છે! જેઓ સમાજને વશવર્તીને ચાલે છે, તેમને કેટલો બધો ભય! જાઓ, બધાં. નહિ તો ઘેર વઢશે."

સુધીરા: "એ તો ઠીક, મા! એટલું સહન નહિ કરે, તો કરશે શું? આપના આશીર્વાદથી બધું ઠીક થઈ જશે."

મા: "ઠાકુરની કૃપાથી બધું સારું થઇ જશે. જો કોઈ કાંઈ બોલે તો તેનો ઉત્તર આપશો નહિ. સંસારમાં ભાતભાતનાં માણસો છે. ખૂબ સહન કરતાં શીખવું જોઇશે, બેટા."

* * * *

શાંતાનંદ સ્વામીએ માની પાસે દેશનાં દુઃખ તેમજ દુર્દશાની વાત કાઢી. વાતવાતમાં તેમણે કહ્યું: "ઇન્ફ્લુએન્ઝાના તાવમાં સાઠ લાખ જણ મરી ગયાં! ધાનધાન મોંઘું થઇ ગયુ છે. લોકોને ઘણું દુઃખ છે, મા."

મા: "હા, બાબા. લોકોને ખાવાનું મળતું નથી. અને જેમને ઘેર છૈયાછોકરાં હશે તેમને તો ઘણી મુશ્કેલી. હજી તો શરૂઆત છે. વરસાદ આવે ને કાંઇક ધાન થાય તો ઠીક."

મણીન્દ્ર: "તેને માટે પ્રયત્ન તો થઇ રહ્યો છે, મા."

શાંતાનંદ: "લોકોનાં કષ્ટ તો વધતાં જાય છે. આટઆટલાં કષ્ટ, શાનાં કર્મફળ હશે, મા?"

મા: "આટલાં બધાંનાં કર્મફળ કેવાં! કોણ જાણે બેટા, બધી હવા જ બદલાઇ ગઇ છે!"

શાંતાનંદ: "યુદ્ધ તો પૂરું થઈ ગયું, છતાં જણસપત્ર સસ્તાં થતાં નથી!"

મા: "કોઇ કહે છે ને કે યુદ્ધ તો ચાલુ છે?"

શાંતાનંદ: "એ તો કાબુલમાં. આટઆટલાં દુઃખ, કષ્ટ, યુદ્ધ! શું, મા, કોઇ યુગપરિવર્તન થશે?"

મા: (હસીને) "કેમ કરીને કહેવાય! તેમની ઈચ્છા શી હશે એ તો કોણ જાણે? રાજાને પાપે રાજ્ય નષ્ટ થાય છે. હિંસા, કપટ,

બ્રહ્મહત્યા, વગેરે પાપો રાજાને પાપે પ્રજાને કષ્ટ આપે છે, અને દૈવનો ઉત્પાત મચે છે,–જેવાં કે યુદ્ધ, ભૂકંપ, દુકાળ વગેરે."

* * * *

પ્રબોધબાબુઃ "આજે ગામમાં ગયો હતો. લોકોને ઘણું દુઃખ છે. પહેરવાનુ કાપડ નથી, ઢોરને નીરવાનું ખડ પણ નથી!"

માઃ "તેમને ચાવલ આપવામાં આવ્યા કે નહિ?"

પ્રબોધઃ "કાલે આપવામાં આવ્યા હતા."

માઃ "કાપડ અપાય છે!"

પ્રબોધબાબુઃ "સમાલીને અપાય છે.........મા, મેં સાંભળ્યુ છે કે આપે એક સ્વપ્ન જોયું હતું. એક સ્ત્રી કળશી અને ઝાડુ લઇને ઊભી હતી."

માઃ "હા, જોયું હતુ. પછી મેં તેને પૂછ્યુઃ 'તું કોણ?' તો કહે કે હું ઝાડુ વાળવા આવી છું. મેં કહ્યુંઃ 'ત્યારે શું!' ત્યારે કહે, 'અમૃતની છાંટ નાંખી જઇશ.' હવે તેજ થઈ રહ્યું છે. મારી માતાને મુખે સાંભળ્યું હતું કે જ્યારે આવશે ત્યારે ઉપરાછપરી ત્રણ વર્ષ દુકાળ આવશે. બે વર્ષો તો થયાં કે નહિ?"

મણીન્દ્રઃ "યુદ્ધ તો ક્યારનું થઈ રહ્યું છે."

માઃ "યુદ્ધ તો થઈ રહ્યું. દુકાળને બે વર્ષ થયાં કે નહિ? હજી એક વર્ષ ચાલશે."

પછી ધાનની વાત નીકળી. માએ કહ્યુંઃ "આટલી બધી મોંઘવારી! જેમની પાસે છે તેમને પણ ચિંતા થતી હશે. હવે તો 'તારું ચામડું હું ખાઉં, મારું તું ખા!' બધું સહન કર્યે જ છૂટકો છે. ભગવાન કરે તેમ ખરું!"

* * *

"જો, બેટા, બધાય કહે છે કે આ દુખને પેલું દુખ, ભગવાનને કેટલી અરજ કરી છતા દુખ તો ગયુ નહિ! પરંતુ દુખ તો ભગવાનનુ દાન છે અને સસારમા દુખ તો કોને નથી પડયા? વૃદા શ્રીકૃષ્ણને કહેતી હતી કે કોણ કહે છે તમે દયામય છો? રામ અવતારમા સીતાને રડાવી, કૃષ્ણ અવતારમા રાધાને રડાવી અને કસના કારાગૃહમા દુખથી કલેશ પામતા કૃષ્ણના માતાપિતા રાતદિવસ કૃષ્ણ કૃષ્ણ કરીને રડતા હતા!'

* * * *

લલિતબાબુ 'મા, ખાવાપીવાના કયા નિયમો પાળવા?"

મા "આદ્ય શ્રાદ્ધનુ ખાવુ નહિ તેથી ભક્તિમા હાનિ થાય છે બીજા શ્રાદ્ધોનુ ખાઈ શકાય જે કાઇ ખાવુ તે ભગવાનને અર્પણ કરીને ખાવું અપ્રસાદી અન્ન ખાવુ નહિ જેવુ અન્ન તેવુ લોહી, શુદ્ધ અન્ન તો શુદ્ધ લોહી શુદ્ધ મનમા શુદ્ધા ભક્તિ જન્મે "

લલિતબાબુ "મા, અમે તો ગૃહી રહ્યા, આત્મીય સ્વજનના શ્રાદ્ધ વખતે શુ કરવુ?"

મા "શ્રાદ્ધમા જઈને કામકાજ કરવુ તેમને ખોટુ ના લાગે તેવુ બધુ કરવુ પરતુ તે દિવસે બની શકે ત્યા સુધી બધા પ્રયત્નો કરીને ખાવાનું ચૂક્વી દેવુ જો તેમ ના થઇ શકે તો, જે દેવતાને નિવેદન થયુ હોય તે ગ્રહણ કરવુ પ્રસાદી હોય તો આદ્ય શ્રાદ્ધનુ પણ ભક્તગણ ખાઈ શકે "

લલિતબાબુ "ઘણીવાર શ્રાદ્ધને માટે બનાવેલી વસ્તુઓ વધે છે તે ખવાય?"

મા "હા, તેમા દોષ નથી ગૃહી બીજુ શુ કરી શકે "

શ્રાદ્ધાન્ન ખાવાને માટે ઠાકુર પણ ના કહેતા હત

* * * *

એક નાનકડી ટોપલીમા સીતાફળ હતા કોઈએ સાધુઓને જઈને પૂછ્યુ કે તમારે આ ટોપલીની શી જરૂર છે, નકામી છે, નાખી દોને ! એટલે સાધુઓએ તે બહાર નાખી દીધી માએ આ બધુ જોયુ તેથી પોતે ઊઠયા અને રસ્તાના વરંડા ઉપર જઇને અને બોલાવીને કહ્યુ "જોયુ ! કેવી સરસ ટોપલી ફેંકી દીધી છે ? એમને શુ ? બધા સાધુઓ, એમને કાઈ માયા છે ! પણ આપણને તો સામાન્ય પદાર્થોનો પણ બગાડ સહન ના થાય એટલી ટોપલી જ્યારે શાકના છોતરા રાખવાને તો કામમા લાગે ?" એમ કહીને તે ટોપલી મગાવી લીધી

*    *    *    *

એક વાર એક સ્ત્રી દીક્ષા લેવા માટે આવી માએ કહ્યુ "તને જોઇને મનમા થાય છે કે તારે ખોળે એક છોકરુ હશે તેને ક્યા મૂકીને આવી છુ ?' તે સ્ત્રીએ કહ્યુ "અહીં લાવુ તો બધુ બગાડી મૂકે, મા, તે વિચારથી નથી લાવી" બાળક માત્ર ત્રણ માસનુ હતુ તે જાણીને માએ કહ્યુ "શુ, આવડા બાળકના મળ-મૂત્રથી ઘર અપવિત્ર થઈ જાય ? એ તો બધા નારાયણ સ્વરૂપ છે ઘેર જા, જલદીથી, બાળક રડતુ હશે ચાર દિવસ પછી આવજે"

*    *    *    *

રાધુને મિશનરી શાળામા જવાનુ હતુ ગોલાપમાએ કહ્યુ. "હવે તો છોકરી મોટી થઇ છે હવે નિશાળેનિશાળે શી ?" એમ કહીને રાધુને જવાની ના પાડી રાધુ રડવા લાગી માએ કહ્યુ. "શાની વળી મોટી ? જવા દે એને લખતુ વાચતુ શિલ્પકળા અને બીજી વિદ્યાઓ શીખશે એ બધુ ઘણુ ઉપકારક છે જે ગામમા તેનો વિવાહ થયો છે, ત્યા આ બધુ જાણવાથી તેને તેમજ બીજા બધાને ઉપકાર થશે"

*    *    *    *

એકવાર સંધ્યા થઇ ગઈ હતી. જોયું તો નિવેદિતા-સ્કૂલમાંથી કેટલીક કન્યાઓ આવી હતી. તેમાં બે મદ્રાસી છોકરીઓ હતી. તેમને મા તેમનાં ભણતર વિષે પૂછતાં હતાં. તે છોકરીઓ અંગ્રેજી જાણતી હતી તે સાંભળીને માએ કહ્યું: "અચ્છા, ત્યારે, અમે ઘેર જઇશું તેનું અંગ્રેજી બોલો તો?" બધાંને એમ અંગ્રેજી કરવાનું પૂછ્યું. સાંભળીને મા ખડખડાટ હસી પડ્યાં. પછી ગાન વિષે પૂછ્યું. મદ્રાસી છોકરીએ ગાન ગાયું. તેનું ગાન સાંભળીને માને ઘણો આનંદ થયો.

* * *

કોઈ એક વિધવા કોઇના પાસેથી ભક્તિરસ વિષેનું ગાન શીખતી હતી. તે સાંભળીને માએ કહ્યું: "આહા, ઠાકુર કેવું સરસ ગાતા હતા! જાણે કે ગાન ઉપર વહેતા હતા! તે ગાનથી મારા કાન ભરેલા છે. હવે તો જે ગાન છે તે તો માત્ર સાંભળવા પૂરતાં જ. અને નરેન્દ્રનો કેવો પંચમ સૂર!"

* * * *

એક વાર વૈકુંઠબાબુએ કામારપુકુરમાં માને પૂછ્યું: "મા, માછલી ખાવામાં દોષ ખરો?" માએ કહ્યું: "આ દેશ જ માછલીનો દેશ છે, તેથી તે ખાવામાં કોઇ દોષ નથી."

* * * *

મેં: "મા, નાની નાની વિધવાઓને માછલી ખાતાં જોઇને મને તો આશ્ચર્ય થયું. અમારી તરફ તો સામાજીક નિયમો પ્રમાણે તે ખાવાનો નિષેધ છે."

મા: "એ બધી તો, બેટા, દેશાચાર અને લોકાચારની વાતો છે. અહીંયાં તો નાની વિધવાઓને પણ માછલી ખાવાની ને ઘરેણાં પહેરવાની છૂટ છે. તેમના મનમાં તો તેની વાંછના હોય જ ને? નહિ તો ચોરી છૂપીથી કરે. જ્યારે સમજે કે તે સમાજવિરુદ્ધ છે, ત્યારે તે છોડે."

મેં: "મા, ભોગની આકાંક્ષા જાય ?"

મા: "ના, બેટા, તે ઘણું મુશ્કેલ છે."

* * * *

કોવાલપાડામાં માના મંદવાડને વખતે તેમને માટે શરબત બનાવ્યું હતું. તે ઠીક થયું છે કે નહિ તે જોવા માટે મેં તે ચાખી જોયું. પરંતુ માને તેની ખબર નહોતી. બે ત્રણ દિવસ પછી માએ સ્વયં કહ્યું: "જો, બેટા, સ્નેહીજનને કાંઈ આપતાં પહેલાં તે ચાખી જોવું, અને પછી તે આપવું." ત્યારે મેં કહ્યું: "મેં તો આપનું શરબત ચાખીને જ આપ્યું હતું." માએ કહ્યું: "સારું કર્યું, બેટા. પ્રેમના પાત્રને તેમજ કરવું. શું ગોવાળિયા શ્રી કૃષ્ણને ફળ આપતાં પહેલાં નહોતા ચાખતા ?"

* * * *

મે: "મા, રસ્તે જતાં જતાં કોઇને જોતાં માત્ર મનમાં થાય છે કે જાણે તે આપણા ખાસ પરિચિત ના હોય ! પાછળથી ખબર પડે કે તે ઠાકુરના કે આપના ભક્ત છે. આમ કેમ થતું હશે, મા ?"

મા: "એ તો બધાં એક જ વૃક્ષની શાખા પ્રશાખા ને, એટલે."

* * * *

"દોષ તો મનુષ્ય કરવાનો જ. એ જોવા નહિ. તેથી પોતાની જ ક્ષતિ થાય છે. દોષ જોતાં જોતાં છેવટે માત્ર દોષ જ દેખાય છે."

* * * *

"જે મહાન હોય છે, તે એક જ હોય છે. તેની સાથે બીજા કોઇની તુલના થઈ શકે નહિ."

* * * *

એક વાર બધાં વાતોએ ચડ્યાં. વાતવાતમાં 'કપિલાનંદ' શબ્દની વાત નીકળી. માએ પૂછ્યું: "કપિલ એટલે શું ?" સરલાએ

કહ્યું: "મને લાગે છે કે વાનર." મેં કહ્યું: "અરે, સરલા, કપિ એટલે વાનર, કપિલ એટલે નહિ." બધાં હસી પડયાં. માએ કહ્યું: "આપનું નામ વળી ભૂમાનંદ છે. તેનો શો અર્થ ?" મેં કહ્યું: "મા, તે તો તમે જ કહી શકો." મા: "ના, બેટા, તુ જ કહે." મેં કહ્યું: "ભૂમા એટલે અનંત સર્વવ્યાપી પુરુષ, એમ સાંભળ્યું છે." સાંભળતાં જ માને ઘણો આનંદ થયો. કોઈ કોઈ વાર મા જાણે કે બાળકના કરતાંય અજ્ઞાન જણાય છે, જાણે કાંઈજ જાણતાં થી! કોઈ કોઈ વાર વળી કઠણ આધ્યાત્મિક તત્ત્વની એવી સરળ વ્યાખ્યા કરે છે કે જે વિષે પોથીમાં કાંઈ જ મળી આવે નહિ.

* * * *

"ભાંગી તો બધાં શકે, પણ કેટલાં ઘડી શકે છે? નિંદા કે કહો મશ્કરી તો બધાં જ કરી શકે, પરંતુ કેવી રીતે કોઈનું શ્રેય થાકવુ તે વિષે કોણ વિચારે છે? દુર્બળતા તો મનુષ્યમાં રહેલીજ છે."



શ્રીશ્રીમાની છેલ્લી બીમારી વખતે સવારના પહોરમાં એક વાર માનાં દર્શન કરવા ગયો. તે વખતે ઓરડામાં કોઈ નહોતું. મા તે વખતે દક્ષિણ તરફના ઓરડામાં હતાં. આ સમય દરમિયાન તેમનું શરીર જરા ઠીક હતું. દિવસે માનો બીજાનો ત્યાં જ રહેતો. ચૈત્ર માસનું પ્રથમ અઠવાડીઉં હતું. માનાં દર્શન કર્યાં કે તરત જ તેમણે મારા ઘરની વાત કાઢી. માનું શરીર રોગીલું જોઇને મેં કહ્યું: "મા, તમારું શરીર વળી પાછું ખરાબ થઈ ગયું. આવું દુર્બળ મેં કદાપિ જોયું નથી." માએ કહ્યું: "હા, બાબા, દુર્બળ તો થઈજ ગયું છે. મનમાં થાય છે કે આ શરીર દ્વારા ઠાકુરને જે કાંઈ કરવું હતું તે પૂરું થયું છે, હવે મન માત્ર તેમને જ વાંછે છે, બીજું કાંઈજ ગમતું નથી. જો ને રાધુને કેટલી ચાહતી, તેના સુખને માટે કેટકેટલું કરતી, હવે તેને વિષે પણ ભાવ રહ્યો નથી.

હવે જો રાધુ સામી આવીને ઊભી રહે તોપણ ના ગમે. મનમાં થાય કે શા માટે સામે આવીને મનને નીચે તાણી રહી છે ! ઠાકુરે પોતાના કાર્યને માટે આટલો વખત મનને નીચે રાખ્યું, નહિ તો તેમના ગયા પછી શું હુ રહી શકુ ? ”

મેં કહ્યું: “ મા, તમે આમ બોલો છો તેથી અમને ઘણું દુઃખ થાય છે. તમે જો જતાં રહો તો અમારું શું થાય ?

ત્યાગ અને તપસ્યાનો અમારામાં ઘણો અભાવ છે. વૈરાગ્ય તો છે જ નહિ. તમે નહિ હો તો આ મહામાયાના રાજ્યમાં કોને જોરે ટકીશું ? મનમાં કોઇ વાર દુર્બળતા આવે તો તમારી પાસે આવીને ઘણી વાર આશ્વાસન અને બળ મેળવીએ છીએ. તમારા ગયા પછી ક્યાં જઇશું, મા ? ” માએ દૃઢતાપૂર્વક કહ્યું: “ શું તમે નિરાશ્રય છો ? શું ઠાકુર તમારું બધું જોતા નથી એમ તમે માનો છો ? તમારે વળી ચિંતા શી ? તમને મેં તેમને સોંપી દીધા છે. તમારે તે મર્યાદામાં રહેવું પડશે. બીજે ક્યાંય જઈ શકશો નહિ. તેઓ હંમેશાં તમારું રક્ષણ કરી રહ્યા છે. ”

મેં કહ્યું: “ તેમની વાત મનમાં તો ઘણી વાર આવે છે, પરંતુ તે સમજાતી નથી. કેટલીક વાર મનમાં શ્રદ્ધા બેસે છે, કેટલીક વાર સંદેહ ઉપજે છે. તમને પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ, તમારી આગળ અમારા મનની સારીનરસી બે વાતો કહી શકીએ છીએ, અને તમે પણ અમને માર્ગ બતાવો છો. તો અમે તમારી પાસે આશ્રય પામ્યાં છીએ. આથી તમારામાં શ્રદ્ધા છે. ”

મા: “ ઠાકુર એક માત્ર રક્ષણકર્તા છે, એ વાત હમેશાં ધ્યાનમાં રાખો. એ જો ભૂલ્યા તો બધુંજ ભૂલ્યા. આજે મેં તારા ઘરની, તારી માની વાત પૂછી, તેનું શું કારણ તે સમજ્યું ? પહેલાં ગણેનને મોઢે તારા પિતાના મૃત્યુની વાત સાંભળી. મેં એને પૂછ્યું કે તારા ઘરમાં કોણ કોણ છે, ખાવાની પૂરતી જોગવાઈ છે કે

નહિ, અને તારા સિવાય તારી માને ચાલી શકે કે નહિ. જ્યારે સાંભળ્યું કે તારા વિના ચાલી શકે તેમ છે, ત્યારે મનમાં થયું કે બાળકની બુદ્ધિ સદ્‌માર્ગે વળી છે, તો ઠાકુરની કૃપાથી તેને સત્યને માર્ગે જતાં અડચણ નહિ આવે.

માતાની સેવા ચાકરી કરવી બધાંને ઉચિત છે, ખાસ કરીને જ્યારે તમે બધાંની સેવા કરવા અહીં આવ્યાં છો ત્યારે. જો તારા પિતા પૈસા મૂકી ગયા ના હોત, તો તને ધંધોરોજગાર કરીને માની સેવા કરવાનુ કહેત. ઠાકુરની કૃપાથી તારે માથે તે મુશ્કેલી નથી. માત્ર સ્ત્રીઓના હાથમાં ગેરવ્યવસ્થા ના થઇ જાય તેનો બંદોબસ્ત કરવો અને પૂરતી દેખરેખ રાખવી. આ કાંઇ ઓછી સરળતા છે?

મનુષ્ય ધંધોરોજગાર પણ સદ્‌ભાવે કરી શકતો નથી, તેનું મન મલિન થઇ જાય છે. તેથીજ તને કહું છું કે પૈસાટકાની વાત બને તેટલી પતાવી દેવી. એમાં જો બહુ લપટાયા તો તેનું આકર્ષણ વધી જવાનું, પૈસો એવી ચીજ છે, બેટા! તું કદાચ ધારતો હોઇશ કે મારા મનમાં તેનું આકર્ષણ નથી, જ્યારે એકવાર તેને છોડી શકયો છું ત્યારે હવે તેમાં ફસાઇશ નહિ, ઇચ્છા થશે કે ચાલ્યો આવીશ. તો એવી ધારણા કદાપિ બાંધીશ નહિ. કોઇ છિદ્ર વાટે તે એવી ઘૂસી જશે, કે તને છટકવા પણ નહિ દે.

વળી, તમે રહ્યાં કલકત્તામાં ઉછરેલાં. પૈસાટકાની સાથે રમવાનું પણ તમે જાણો. બની શકે તેટલો જલદીથી માને માટે પૂરતો બંદોબસ્ત કરીને કલકત્તાથી છૂટો થઈ જા. જો માતાને કોઇ તીર્થસ્થળે લઈ જઈ શકાય તો વધારે સારું. આ શોકના વખતમાં માને ઘણું દુઃખ થતું હશે. તેમની ઉંમર પણ થઇ હશે. તેમને સમજાવજે.

માનો પયસંચય કરી શકે તો જ ખરો પુત્ર. તેની છાતીના રક્તથી તું આવડો મોટો થયો, કેટલાં કષ્ટ વેઠીને તને મોટો કર્યો; તો તેમની સેવા કરવી એ સૌથી મોટો ધર્મ છે. છતાં જો તને તેઓ

ભગવાનને માર્ગે જતા અટકાવે તો જુદી વાત છે તેમને એક વાર અહીં લઈ આવજે જો ઠીક લાગશે તો એમ મે વાતો કરી જોઇશ

પરંતુ સાવધાન રહીને બધુ કરજે માની સેવા કરુ છુ એવા ભાવથી તેમા આસક્ત થઇશ નહિ ઠાકુર તો પૈસાને અડી પણ શક્તા નહિ તમે તેમના નામે નીકળ્યા છો, તો હમેશા તેમનો દૃષ્ટાંત ધ્યાનમા રાખજે, જગતમા બધા અનર્થનુ મૂળ પૈસો છે હજુ તારી ઉમર નાની છે હાથમા પૈસા આવ્યા કે લોભ વળગશે સાવધાન, બેટા!"

મે કહ્યુ "મનમા કયારનુ થાય છે કે માને એક વાર તમારી પાસે લઇ આવુ, પરંતુ આ શરીર જોઈને તે ઇચ્છા પડતી મૂકુ છુ"

મા "ના, ના, લઈ આવજે કેટલાય જણ આવે છે અને શરીર તો દિવસે દિવસે ખરાબ જ થતુ જવાનુ જલદી લઇ આવજે સવારે ઠીક રહે છે મોડુ કરીશ નહિ'

મે "મા, તમારી વાત સાભળીને ઘણુ દુખ થાય છે વારવાર શરીરની વાત કાઢો છો, તે પરથી થાય છે કે જાણે હવે શરીરને ધારણ કરી રાખવાની તમારી ઇચ્છા નથી

મા "શરીર રહે કે ન રહે તે મારી ઇચ્છા ઉપર નિર્ભર નથી, બેટા જેવી તેમની ઇચ્છા પણ તમે શા માટે ગભરાઓ છો? તમે મારી પાસે કેમનુ રહો છો? કોઇ વાર મઠમા તો કોઈ વાર મઠની બહાર. મારી સાથે વાતચીત કરવાની કે પાસે રહેવાની કલ્પના સરખી છે, બેટા?'

મે 'એ તો ઠીક છે, મા, પરંતુ તમે છો એ વિશ્વાસ હોવાથી મનની ઘણી દુર્બળતાઓ આપમેળે ચાલી જાય છે'

મા "તમે શુ એમ ધારો છો કે ઠાકુર કદાચ આ શરીર ના રાખે, છતાય મે જેમની જવાબદારી લીધી છે, તેમાનો એક પણ રહે ત્યા સુધી મને છૂટી છે? તેમની સાથે રહેવુ જ જોઇશે, તેમના સારા-નરસાના ભાગી થવુ જ પડશે મંત્ર આપવો એ શુ ખેલ

છે ? કેટલો બોજો ઉપાડવો પડે છે, કેટલી ચિંતા રાખવી પડે છે આ જોને, તારા પિતા મરી ગયા, તેથી તારું મન પણ કેવું થઈ ગયું ! મનમાં થયું કે બાળકને ઠાકુરે વળી પાછો કસોટી પર ચડાવ્યો. કેવી રીતે તેમાંથી પાર ઊતરાય, તે વિષે વિચારું છું. તેથીજ તને આટઆટલી વાતો સમજાવું છું. સમજાયું ? જો તું સમજે તો મારો ઘણો ભાર હળવો થઈ જાય. ઠાકુર અનેક ભાવે અનેકને રમાડે છે, પણ મારે બધાની દાઝ થવું પડે છે ! જેમને પોતાના ગણ્યા તેમને કેમ કાઢી નખાય, બેટા ? ''

મે "મા, તમે નહિ હો ત્યારે કોની પાસે જઈશું ? એ બધું વિચારતાં વળી દુઃખ થાય છે.

મા "કેમ, રાખાલ, શરદ વગેરે છે જ ને ! એ તું જેવા તેવા છે ? તું તો રાખાલને પણ ખૂબ ચાહે છે તેને પૂછવું પણ પૂછવું પણ શું બેટા ? બહુ પૂછપરછ કરવી પણ સારી નહિ. એક વાતને પૂરી હજમ ન કરી હોય, ત્યાં માત્ર દશ બીજી આડીઅવળી વાતો આવવાથી ગડમથલ ઊભી થાય છે. જે કાંઈ પામ્યો છુ, તેમાં જ મગ્ન રહેવું. જપ કરવો, ધ્યાન ધરવું, સત્સંગ કરવો, અને અહંકારને સહેજ પણ ડોકિયું ઊંચું કરવા દેવો નહિ જો ને, રાખાલનો કેવો બાળકના જેવો સ્વભાવ છે ! શરદને જોયો ? કેટકેટલું કામ કરે છે, કેટકેટલી ધમાલ મચાવે છે ? એ બધા ખરા સાધુ છે, એમને વળી આટઆટલી ધમાલ શી ? એમની જો ઇચ્છા થાય તો રાતદિવસ ભગવાનમાં મન જોડીને લાગ્યા રહે. પરંતુ માત્ર તારા જેવા ઘણાના મંગળને માટે તેમને ઊતરવું પડે છે એમનું ચરિત્ર નજર આગળ રાખવું એમની સેવા કરવી હંમેશાં વિચારવું કે હું કોણ ! જ્યારે જ્યારે મનમાં કોઈ ખરાબ ભાવ ઘૂસી જાય ત્યારે ત્યારે મનને કહેવું કે હું તેમનો બાળક છું, મારાથી એવું કામ કદાપિ નહિ થાય જોજે, એમ કરવાથી તારા મનને બળ મળશે, શાંત મળશે."



સ્થળ ઉદ્‌બોધન. ઠાકુરનો ઓરડો

સમય ૨૫-૯-૧૯૧૦

સવારે માની સાથે વાત નીકળી. મે પૂછ્યું: "મા, જો ઈશ્વર નામે જગતમાં કોઈ હોય તો દુઃખ શાને? શું તેઓ આ બધું જોતા નથી? તેમની શું આ બધાં દુઃખ દૂર કરવાની શક્તિ નથી?" માએ કહ્યું "આખી સૃષ્ટિ દુઃખમય છે. દુઃખ ના હોય તો સુખ શું જાણી શકાય? અને બધાંયને સુખજ હોય એ પણ કેવી રીતે સંભવે? એકવાર સીતાએ રામને કહ્યું: 'તમે બધાંનાં દુઃખ દૂર કેમ કરતા નથી? રાજ્યમાં જેટલી પ્રજા છે, તેમને સુખે રાખી શકો તેમ છો. રામે કહ્યું 'બધાંયનું એક સાથે તે સુખ થતું હશે વળી?' 'પણ તમે ઇચ્છો તો થાય. જેમને જેનો અભાવ હોય તેમને તે રાજભંડારમાંથી આપી શકો છો.' 'ભલે, તારા કહ્યા પ્રમાણે થશે.' પછી રામે લક્ષ્મણને બોલાવીને કહ્યું: 'જા, રાજ્યમાં જઈને બધાંયને જણાવ કે જેમને જેનો અભાવ હશે તેમને તે રાજકોષમાંથી મળી શકશે. પછી બધાંયે જઈને રામની આગળ પોતપોતાનાં દુઃખ જણાવ્યાં. રાજભંડાર ખુલ્લો મૂકવામાં આવ્યો. બધાંયનાં દુઃખ દૂર થયાં. રામની એવી માયા થઈ કે જે ઠેકાણે રામ અને સીતા રહેતાં હતાં ત્યાં છાપરું તૂટવાથી પાણી ટપકવા લાગ્યું. તેને સમરાવવા માટે માણસોને તેડાવ્યા, પરંતુ કોઈ આવે નહિ! હવે કડિયા મજુર ક્યાંથી મળે? રાજ્યમાંથી પણ ઘણાયની ફરિયાદ આવવા લાગી. કોઈ કોઈનું કામ જ કરે નહિ. ત્યારે સંસાર વ્યવહાર ચાલે શી રીતે? છેવટે સીતાએ નિરુપાય બનીને રામને કહ્યું: 'હવે તો કાંઈક કરવું જ પડશે. જેમ હતું તેમ ફરીથી પાછું બનાવી દ્યો.' રામે કહ્યું, 'ભલે.'

ત્યારે સમજવું કે આખો જન્મારો કોઈનો દુઃખમાં જાય જેવા કર્મ તેવું ફળ, તેવું બધું આપી મળે."

મેં કહ્યું: "ત્યારે શું બધું જ કર્મમાંથી થાય છે, મા?" માએ જવાબ આપ્યો, "ત્યારે શેમાંથી? જોને પેલો ભંગી વિષ્ટાનો ટોપલો ઉપાડીને જાય છે!" મેં કહ્યું: "ત્યારે આવી સારીનરસી કર્મની પ્રવૃત્તિ શરૂઆતમાં કયાંથી આવી હશે? આ જન્મનું મૂળ, તેનો પૂર્વ જન્મ; તેનું મૂળ, વળી તેનો પૂર્વ જન્મ,—એમ કરતાં કરતાં સર્વનો આદિ કયાં!"

મા: "ઇશ્વરેચ્છા વિના કાંઈ થઈ શકે નહિ, તરણું પણ હાલે નહિ. જ્યારે જીવને શુભ સમય આવે ત્યારે તેને ધ્યાન વગેરે સૂઝે છે; ખરાબ સમયમાં બીજી બધી પ્રવૃત્તિઓ ગમે છે. તેમની ઇચ્છા પ્રમાણે કાળમાં બધું જ થાય છે. પોતે જ તે દ્વારા કાર્ય કરે છે. નરેન્દ્રની શી તાકાત હતી! તેમણે જ તેના દ્વારા ઘણું કર્યું.

ઠાકુર જે કાંઈ કરવાના છે, તે તેમણે ઠીક કરી રાખેલું છે. છતાં જો કોઈ તેમના ઉપર બરાબર જવાબદારી નાંખે તો તેઓ બધું જ કરી દે. બધું જ સહી લેવું રહ્યુ. કારણ કે કર્મ પ્રમાણે આવી મળે છે. વળી કર્મ દ્વારા કર્મનું ખંડન પણ થાય છે!" મેં કહ્યું: "શું કર્મ દ્વારા કર્મનું ખંડન પણ થાય?" મા: "શું ના થાય! કોઈ સત્કાર્યથી અસત્યકાર્ય ક્ષીણ થાય છે."......

એક વાર મીરજાપુર સ્ટ્રીટમાં કોઇ એક બાળકમાં મૃતાત્માનો આવેશ થયો. ઉદ્‌બોધનમાંથી કેટલા સાધુ તે જોવા ગયા. તે વિષે વાત નીકળી. મેં માને પૂછ્યું: "મા, પ્રેતદેહમાં કેટલું રહેવું પડે છે?" મા: "ઉન્નત પુરુષ સિવાય બધાંયને એક વર્ષ પ્રેતયોનિમાં ગાળવું પડે. ત્યાર પછી ગયામાં પિંડદાન, મહોત્સવ, વગેરે કરવાથી પ્રેતયોનિમાંથી મુક્ત થવાય. પછી વાસના પ્રમાણે જન્મ થાય. કોઇને વળી ત્યાંથી પણ મુકિત મળે. છતાં આ જન્મમાં કાંઇ સુકૃત કર્યાં હોય, તો પ્રેતદેહમાં પણ બધું જ ચૈતન્ય જતું રહેતું નથી." મેં કહ્યું: "ગયામાં પિંડદાન દેવાથી શું ભગવાનની પાસે જવાય?"

મા "જવાય" "તો પછી સાધનભજનની શી જરૂર?" "કારણ કે વાસના અને કર્મ પ્રમાણે વળી પૃથ્વીમા જન્મવુ પડે છે કોઇ મુકિત મેળવે છે, કોઈ નીચ યોનિમા જાય છે બધી સૃષ્ટિની ક્રિયા ચક્રની માફક થાય છે જે જન્મમા મન વાસનાશૂન્ય થાય, તે છેલ્લો જન્મ ગણવો"

મે "તમે કહ્યુ કે ભગવાનની પાસે જાય, તો તેને કોઇ લઈ જાય કે પોતે જ જાય?"

મા "પોતે જ જાય, કારણ કે સૂક્ષ્મ શરીર હવાના દેહ જેવુ છે" મે "ત્યારે જેમને માટે ગયામા પિંડ ના દેવાય, તેમની શી ગતિ થતી હશે?"

મા "જ્યા સુધી વંશમા કોઈ ભાગ્યશાળી જન્મીને ગયામા પિંડ દે નહિ, કે ઔર્ધ્વદૈહિક ક્રિયા કરે નહિ, ત્યા સુધી પ્રેતદેહમા રહેવુ પડે"

મે "આ બધા ભૂતપ્રેત, એ શુ શિવના ચેલા હશે કે પછી બીજા કોઈ?"

મા "જે મરી ગયા છે તેઓ શિવના ચેલા જુદા ખુબ સાવધાનીથી ચાલવુ પડે છે પ્રત્યેક કર્મનુ ફળ મળે છે કોઇને કષ્ટ દેવુ, કોઇને કડવુ કહેવુ ઠીક નહિ"

મે "મા, ત્યારે લીંબડામાથી આબો ફળે નહિ, આબામાથી લીબડો ફળે નહિ જેને જે થવાનુ તેને તે થાય, એમ ને?"

મા "બરાબર છે, અને જેગ આવે તો ઇશ્વરબીશ્વર કાઇજ રહે નહિ જ્ઞાનચૈતન્યનો ઉદય થાય એટલે આપોઆપ ઠાકુરબાકુર બધુ જ માયા લાગે,—માત્ર કાળની ગતિમા બધુ આવે, જાય, આવે ને જાય, બસ!"

૩

# એક ભક્તની સળંગ નોંધપોથી

બ. સ. ૧૩૧૫ના જેઠ માસમાં એક દિવસે સવારે મેં સાંભળ્યું કે બપોરે ચાર વાગે શ્રીશ્રીમા, પૂ. શરદ મહારાજ, યોગેન મા, ગોલાપ મા વગેરેની સાથે કલકત્તાને માર્ગે કોવાલપાડા જવાનાં છે. સંધ્યાની વેળા થવા આવી છતાં કોઈ જણાયું નહિ. પછી સમાચાર આવ્યા કે તેમની ગાડી નદીની પાસે કાદવમાં ખૂંપી ગઈ છે. નગનજ બધાં ત્યાં પહોંચી ગયાં. રાતે દશ વાગે બધાં ગામમાં પહોંચ્યાં.

ગાડીમાંથી ઊતરીને મા ધીરે ધીરે કેદારબાબુની માની સાથે ઠાકુરઘરમાં ગયાં. માએ ઠાકુરને પ્રણામ કર્યા અને પછી આસન ઉપર બેઠાં. પછી બીજાં સ્ત્રી પુરુષો પણ તેમને પ્રણામ કરીને બેઠાં. મેં પણ તેમ કર્યું. કેદારબાબુની મા કાને થોડું સાંભળતાં હતાં, તેથી મા મારા દ્વારા પુરુષ ભક્તગણની સાથે વાતચીત કરતાં હતાં. રાતે વખત ઘણો વીતી ગયો છે તેવા સમાચાર શરદ મહારાજે કહેવરાવ્યા, એટલે માએ એકદમ ઊઠવાની તૈયારી કરી. તેથી માએ થાળીમાંથી એકાદ સંદેશ ચાખ્યો. બધાંની સાથે મેં પણ માને પ્રણામ કર્યા, અને પિતાએ જે પ્રણામી આપી હતી તે માના હાથમાં મૂકી. સસ્નેહે માએ મને ચૂંબન કર્યું અને કહ્યું: "બાબા, જે કાંઈ આપવાનું હોય, તે પગમાં મકવું જોઈએ." પછી ધીરે ધીરે ગાડીમાં બેઠાં.

આવી થોડી સામાન્ય વાતો દ્વારા તેમના સ્નેહનો જે આસ્વાદ મેં મેળવ્યો તેની સરખામણીમાં પિતામાતાનો પ્રેમ પણ તે વખતે તુચ્છ જણાયો!

એકવાર જગદ્ધાત્રીની પૂજાને વખતે મા કલકત્તાથી જયરામ-

વાડી જવાને રસ્તે જતાં સવારે કોવાલપાડાના આશ્રમમાં પહોંચ્યાં. બપોરે રવાના થવાને વખતે આશ્રમના ઉત્સાહી કર્મચારીઓને માએ કહ્યું: "અહીંયાં હવે તમે બધાંજ પોતાનાં છો. હવે તમારી શ્રદ્ધા ઉપરજ ઠાકુર અહીં છે."

જગદ્ધાત્રીની પૂજાને દિવસે અમે ત્રણ જણ અમારા ખેતરમાંથી થોડું શાક લઈને જયરામવાટી ગયાં. અમને જોઈને માને ઘણો આનંદ થયો, અને કહ્યું: "અહીંયાં શાકભાજી બધો વખત મળતાં નથી. ઘણીવાર મુસ્કેલી નડે છે. તમે લાવ્યા તે ઠીક કર્યું." ત્યાર પછી જ્યારે જ્યારે અમે જયરામબાટી જતા ત્યારે ત્યારે માને માટે શાકભાજી લઈ જતા. કોઈ કોઈવાર જઈને જોતા તો મા સૂઈ રહ્યાં હોય. અમે પ્રણામ કરીએ એટલે મા તરતજ કહેતાં, "ચૈતન્ય થાઓ, ભક્તિ થાઓ." પછી પ્રસાદ લઈને ઘેર પાછા ફરતા. કોઈ વાર રાતના બાર પણ વાગી જતા.

એકવાર શીતકાળમા કેટલીક શાકભાજી અને ગાયનું ઘી વગેરે વસ્તુઓ માથે લઈને થાકયોપાકયો જયરામબાટી સંધ્યાને સમયે પહોંચ્યો. મારી અવસ્થા જોઈને મામીઓમાંથી એકે કહ્યું: "જોયું ભક્ત થવામાં કેટલી મુસ્કેલી! બોજો ઉપાડીને બિચારાનું માથુ રહી ગયું!" શ્રીમાએ એ વાત સાંભળીને કહ્યું: "એમને વળી માથું કયાં છે! જેમનુ માથુ તેમને તેમણે તો બોજો સોંપી દીધો છે!" ત્યાર પછી અતિ સ્નેહે માથા ઉપર હાથ ફેરવીને આશીર્વાદ આપ્યા. પાછળથી મને આશ્રમમા નીચે પ્રમાણે કહેવરાવ્યું હતું: "એક સાથે આટલી બધી ચીજો ના લાવવી, નહિ તો સુકાઈ જશે."

જગદ્ધાત્રીની પૂજા પછી જ્યારે મા કોવાલપાડાના આશ્રમમાં થઈને કલકત્તા જવાનાં હતાં, ત્યારે આશ્રમમાં ગરમાગરમ સ્વદેશી ચર્ચાઓ ચાલી હતી અને ધ્યાન, જપ, પૂજાપાઠ વગેરેના કરતાં ચરખો, સ્વદેશી વસ્તુઓ વગેરેના ઉપર બધાનો ઝોક વધ્યો હતો.

આ સાંભળીને કેદારબાબુ માનાં દર્શન કરવાને જયરામબાટી ગયા. માએ તેમને કહ્યું: "જુઓ, બેટા, જ્યારે તમે બધાએ ઠાકુરને માટે જુદો ઓરડો, અને અમારા માર્ગના વિશ્રામને માટે એક સ્થાન કર્યું છે, ત્યારે આ વખતે જતી વેળા ત્યાં ઠાકુરની પ્રતિષ્ઠા કરતી જઈશ. તો બધી તૈયારી કરી રાખજો. પૂજા, અન્નભોગ, આરતી વગેરે નિયમિત કરજો. માત્ર સ્વદેશીથી કાંઈ નહિ વળે. આપણું જે કાંઈ છે, તે ઠાકુરને લીધે છે. તેજ આપણા આદર્શ છે. ગમે તે કરો, પરંતુ તેમને સ્વીકારવાથી કાંઈ અડચણ નહિ આવે."

આ સાંભળીને કેદારબાબુએ કહ્યું: "સ્વામીજીએ તો દેશને માટે કેટકેટલું કરવા માટે કહ્યું છે, મા. જો તેઓ અત્યારે જીવતા હોત, તો દેશને માટે કેટકેટલું કરત." તરત જ માએ કહ્યું: "અરે બાબા, મારો નરેન્દ્ર જો હોત તો કંપની સરકાર શું તેને બહાર રાખત? જેલમાં પૂરી દેત. પણ હું તો તે જોઈ શકત નહિ, બેટા. નરેન્દ્ર તો જાણે ઉઘાડી તલવાર! વિલાયતથી પાછો ફર્યો ત્યારે મને કહે, 'મા, આપના આશીર્વાદથી એ મુલકમાં જઈ આવ્યો. ત્યાંય જોયું તો ઠાકુરનો શો મહિમા! કેટકેટલા સજ્જનોએ મારી પાસેથી તેમની વાણી મંત્રમુગ્ધ થઈને સાંભળી અને એ ભાવમાં તરબોળ થવા લાગ્યા.' એ બધાંય અંતે તો મારાં જ સંતાન ને, બેટા, કેમ નહિ?"

પ્રસંગના ક્રમમાં એક ઘટના મનમાં આવે છે. એક વાર પૂજાને વખતે માની ભત્રીજીઓ માટે કાપડ ખરીદવાનો ભાર માએ મારા ઉપર નાંખ્યો. મેં બધુંજ કાપડ દેશી ખરીદ્યું. છોકરીઓએ તેમાંનો ઘણો ભાગ નાપસંદ કર્યો અને તેમને જે જાતનું ગમતું હતું તે લાવવા જણાવ્યું. મેં ઉત્તેજીત થઈને માને કહ્યું: "મા, એમને ગમે છે એ તો બધું વિલાયતી છે, એ કેવી રીતે લવાય?" તે વખતે શ્રીમા એક ખૂણામાં બેઠાં હતાં. સહેજ હસતાં હસતાં મા

બોલ્યા "બેગ, ત્યાના લોક પણ મારા છોકરાજ છે માગે તો બધાને લઈને ઘર માડવાનુ મારે શુ એક્લપેટા થયે ચાલે? એમને ગમતુ હોય તેવુ લાવી દેજે" ત્યાર પછી મે જોયુ તો કોઈને માટે વિલાયતી કાપડ મગાવવાનુ હોય, તો બીજાને કહેતા કોઈની ભાવનાને આઘાત લાગે એવુ વર્તન માને માટે સ્વભાવ વિરુદ્ધજ હતુ!

પરતુ જ્યારે સમાચાર આવ્યા કે કોઈ સ્વદેશી હિલચાલને અગે પુથવિહાર ગામના દેવેનમાણુની સ્ત્રી અને તેમની બહેન બિન્દુમાનાને ગર્ભાવસ્થામા બાકુડાના પોલિસે અટકમા લીધા છે, તે વખતે માની અમિમયી મૂર્તિ જોઈને બધા થભીજ ગયા! "શુ કહે છે?" એમ કહેતાંને મા તો ધ્રૂજવા લાગ્યા પછી કહ્યુ "આ શુ કપનીનો આદેશ છે કે પોલિસોની કરામત છે? નિરપરાધ સ્ત્રીઓ ઉપર આવો અત્યાચાર તો મહારાણી વિક્ટોરિયાના સમયમા સાભળ્યો નથી? જો આ કપનીનોજ આદેશ હોય, તો તેને બહુ વાર નથી ભાઈ એવો માઈનો જાયો ત્યા શુ નહોતો કે બે થપડાક મારીને બે સ્ત્રીઓને બચાવી શકે?" પછી થોડી વારે જ્યારે સાભળ્યુ કે તેમને છોડી દેવામા આવ્યા છે, ત્યારે શાત પડીને કહેવા લાગ્યા "જો આ સમાચાર આજે ના મળ્યા હોત તો રાત્રે ઊઘ ના આવત"

મા કોવાલપાડામા હતા પૂજનીય શરદ મહારાજે રાસબિહારી મહારાજને થોડી કેરીઓ લઈને મોકલ્યા હતા આપ્યા પછી થોડી વારે માને તે પ્રણામ કરવા ગયા કુશળ સમાચાર પૂછ્યા પછી માએ કહ્યુ "હે, યુદ્ધના શા સમાચાર છે? કેટલા લોકોનો વિનાશ! કેટલા માનવઘાતી યત્રો! આજકાલ કોણ જાણે યત્રોનીજ વાતો! જુઓને, રાસબિહારી કાલે કલકત્તાથી નીકળ્યો અને આજે તો અહીં આવી પણ ગયો અમારા વખતમા કેટલુ ચાલતા, કષ્ટ ભોગવતા, ત્યારે દક્ષિણેશ્વર પહોચતા" પ્ર બાબુએ સહેજ ઉત્સાહપૂર્વક પાશ્ચાત્ય

શિક્ષણ અને વિજ્ઞાનની પ્રશંસા કરતા જણાવ્યુ "મા, અંગ્રેજ લોકોએ આપણા દેશના અનેક સુખ અને સ્વચ્છતામા વધારો કર્યો છે." માએ બધી વાતોમા ટેકો આપ્યો, પણ છેવટે કહ્યુ "પરંતુ, બાબા, એ બધી વાતો હોવા છતાંય આપણા દેશમા અન્નવસ્ત્રનો અભાવ વધવા લાગ્યો છે પહેલા આટલી અન્નને માટે હાડમારી ન હોતી '

કલકત્તા જવાને રસ્તે કોવાલપાડાના આશ્રમમા માએ ઠાકુરની પ્રતિષ્ઠા કરી. પોતે ઠાકુરનો અને પોતાનો ફોટો ગણ્યો અને તે બન્નેની સ્વહસ્તે પૂજા કરી અને કિશોરદાદા દ્વારા હોમ તેમજ બીજો વિધિ કરાવ્યો મધ્યાહ્નને પગે ચાલીને કેદારબાબુની માની સાથે મા તેમના ઘર તરફ ફરવા ગયા ત્યાથી પાછા ફરતા વચમા માને પ્ર..બાબુ મળ્યા તેમણે માને પાલખીમા બેસીને જવાનુ સૂચવ્યુ એટલે સહેજ વિરક્ત બનીને માએ તેમ કર્યું આશ્રમમા જઈને માએ ખૂબ ધમકાવીને કહ્યુ "આ તો આપણુ ગામડુ છે કોઆલપાડા તો આપણી બેઠક છે આ બધા પણ મારા સંતાન જેવા છે અહીં આવીને જરા સ્વાધીન ભાવે હરીફરી શકાય તેથી આવુ છુ. કલકત્તાથી અહીં આવીને શ્વાસ નીચે મૂકુ છુ ત્યા તો તમે બધા મને પાંજરામા પૂરી રાખો છો તેથી કરીને મારે ત્યા સંકુચિત જીવન ગુજારવુ પડે છે અહીં આવીને પણ જો તમારી પ્રમાણે માર કરવાનુ રહે, તો તે મારાથી નહિ થઈ શકે શરતને લખી નાખો '
આ સાભળીને પ્ર મહારાજે ક્ષમા માગી અને કહ્યુ "મને શરદ મહારાજે આપને ખૂબ સાવધાનીથી લઈ જવાનુ કહ્યુ હતુ જે સમજ્યો કે મારી બેદરકારીને પરિણામે આપને પગે ચાલીને જવુ પડ્યુ તો મા, આપની જેવી ઇચ્છા હશે તે પ્રમાણે થશે '

પ્ર મહારાજના કહેવા પ્રમાણે નક્કી થયુ કે સંધ્યાકાળે ૭ વાગ્યા પહેલા અમારે ખાવાનુ તૈયાર કરી લેવુ પરંતુ ઘણો પ્રયત્ન

કર્યાં છતાં અમે વખતસર પહોંચી વળી શક્યા નહિ તે જોઈને પ્ર..મહારાજ અમારા ઉપર ચીડાઈ ગયા ગજેનદાદાએ તેથી કહ્યું “ભલે, આપના વખત પ્રમાણે એમને બધાને લઈને આપ રવાના થાઓ, અને અમે ખાવાનું તૈયાર કરીને તમે ગમે તેટલે દૂર હશો તોય પહોંચાડીશું ” મા આ બધુ સાંભળી ગયાં તેથી તેમણે પ્ર મહારાજને બોલાવીને કહ્યું “આટલો બધો તપી જઈને તેમને દબડાવે છે શાનો ? આ તો ગામડુ કહેવાય, ઓછું કલકત્તા છે કે વડિયાળના કાંટાની માફક ચાલી શકાય ? જો તો ખરો, બિચારા છોકરા કેટકેટલી ધમાલ કરી રહ્યા છે અહીંયા ખાધા વિના નીકળવાનું નથી ’ છેવટે રાતે આઠ વાગે બળદગાડીમા વિષ્ણુપુર તરફ બધા ગયા.

રામેશ્વરની યાત્રા કરીને મા કલકત્તા પાછા ફર્યાં હતા અમે નણ જણ ઉદ્બોધનમા તેમના દર્શનાર્થે ગયા અમારા પ્રણામ કરી રહ્યા પછી કોઆલપાડાના આશ્રમની તેમજ જયરામવાટીની વાતો પૂછી અને પછી કેદારબાબુને માએ કહ્યું “તારા આશ્રમને માટે રામેશ્વરના બે ફોટા લાવી છુ. જતી વખતે લઈ જજે પૂજા કરજે ” કેદારબાબુએ કહ્યું “આપે તો ઠાકુરને બેસાડ્યા છે, અને તેમનેજ દેવદેવી ગણીને પૂજવાનુ કહ્યું છે, વળી પાછા આ ફરી આપો છો ? કેટલા ઠાકુરની પૂજા કરવી ? અમે બીજા ઠાકુરની પૂજા નહિ કરી શકીએ ” માએ કહ્યું: “અચ્છા, તો આ બધાને બરાબર બાંધીને ટાંગી રાખજો ” કેદારબાબુએ કહ્યું “રામેશ્વરમા શું શું જોયું, મા ?” માએ કહ્યું: “બાબા, જેવું રાખીને આવી હતી, બરાબર, તેવુંજ ” તે વખતે ગોલાપમા ત્યાં થઈને જતા હતા માની આ વાત સાંભળીને તે તરતજ અંદર આવ્યા અને કહ્યું “શું કહ્યું, મા ?” માએ ચમકીને જણાવ્યું: “શું ? એ તો તમારે મોઢે જેમ સાંભળ્યું હતુ તેવુંજ બરાબર જોયું ” ગોલાપમાએ કહ્યું “ના, મા, તમે વાત બદલી

નાખી, કેમ, ખરુ ને કેગ?" એટલામા તો મા ત્યાથી મહાર સરકી ગયા

પછી માએ કહ્યુ "અહા, શશીએ (સ્વામી ગમકૃષ્ણાનંદ) તો મારી પાસે સોનાના ૧૦૮ બીલીથી ગમેશ્વગની પૂજા કરાવી હું ત્યા છુ તે સાભળીને ગમનાદના રાજાએ તેના દિવાનને મને બધુ બતાવવાનો હુકમ કર્યો અને મને જો કોઇ વસ્તુ ગમે તો તે ભેટ તરીકે આપવાનુ જણાવ્યુ હું તો શુ માગુ? મે તો કહ્યુ, 'મારે કાઈ જરૂર નથી, મારે માટે તો શશીએ બધી વ્યવસ્થા કરી છે' પછી મે જોયુ કે તેમની ખૂબજ તીવ્ર ઇચ્છા છે, તેથી મે કહ્યુ, 'ભલે, ગધુને કાઇ ગમે તો માગી લેશે' ત્યાર પછી અમને ખજાનામા લઈ ગયા ત્યા તો હીરામાણેકનુ ઝવેગત ભર્યું હતુ કદાચ ગધુ આમાનુ કાઇક માગે એ વિચારથી મારી છાતીમા કાઈ કાઈ થવા લાગ્યુ ઠાકુરની પાસે મનમા પ્રાર્થના કરવા લાગી કે હે ઠાકુર, ગધુના મનમા કોઈ વાસના ના જાગે તેમ કરજો ગધુએ પણ મારી લાજ ગખી અને માત્ર એક પેન્સીલ જ માગી" આ બધુ કહીને મા ઠાકુરને ભોગ ધરવા ગયા

જન્માષ્ટમીથી એક બે દિવસ પહેલા હુ માની પાસે તે દિવસે દીક્ષા લેવાની ઇચ્છા જણાવવા ગયો હતો એ વિષે સાભળીને ગોલાપમાએ મને કહ્યુ: "આવડો નાનો તેર વરસનો છોકરો, એક બે દિવસમા મત્ર પણ ભૂની જશે, અત્યારે તેને વળી દીક્ષા કેવી!" સાભળીને માએ મને કહ્યુ "ગોલાપની વાત સાભળીશ નહિ બાળકાળમા જે બરાબર શીખે તે કદાપિ ભૂલી શકાય? અત્યારથી ભલે કરે" જન્માષ્ટમીને દિવસે નક્કી કરેલે સમયે માએ મને દીક્ષા દીધી અને મને તેમના સૂચવ્યા પ્રમાણે જપ કરતો જોઇને કહ્યુ "જોયુ ને, બરાબર કરે છે પાછળથી જરૂર પ્રમાણે બતાવીશ" ત્યાર પછી માથા પર અને છાતી પર હાથ ફેરવીને મને આશીર્વાદ આપ્યા અને પછી પ્રસાદ ખવરાવ્યો

એક વાર કેદારબાબુએ માને વાતવાતમાં પૂછ્યું: "મા, આપનાં બધાંજ બાળકો વિદ્વાન છે, માત્ર અમેજ થોડાં મૂર્ખા છીએ. શરદ મહારાજે ઠાકુર વિષે પુસ્તક લખ્યું. બીજા કેટલાક ભાષણો કરે છે, બીજાં ઘણાં કાર્યો પણ કરે છે." માએ કહ્યું: "એ વળી શું? ઠાકુર તો કાંઈ જાણતા નહોતા. ભગવાનમાં મતિ હોવી એજ ખરું છે. તમારા દ્વારા આ દેશનાં ઘણાં કામ થવાનાં છે. ઠાકુર ધની કે નિર્ધન, પંડિત કે મૂર્ખ, એ બધાંયના ઉદ્ધારને માટે આવ્યા હતા. મલયનો પવન જોરથી વાય છે, જે સઢ ચઢાવશે, શરણાગત થશે, તે ધન્ય થશે. આ સમયે વાંસ અને ઘાસ સિવાય જેમનામાં કાંઈક સાર હશે તે બધાં ચંદન થશે. તમારે ચિંતા શી? તમે તો પોતાનાં છો. વિદ્વાન તો કેવા, ખબર છે, જાણે હાથીના દાંતને સોનાથી બાંધેલા!"

જગદ્ધાત્રી પૂજાનો દિવસ હતો. સંધ્યાકાળની આરતી પછી સાધુ ભક્તગણ મળીને ભજન કરવા લાગ્યા. ભજન હતું: "માકે દેખબો ખોલે ભાવના કેઉ કરો ના ગો આર; શે જે તોમાર આમાર મા શુધુ નય, જગતેર મા સબાકાર (માને જોઈશું એમ માનીને કોઈ ચિંતા કરશો નહિ, કારણ કે તે માત્ર તમારી કે મારી મા નથી, પરંતુ આખા જગતની મા છે)." મા એક ઓરડામાં બેસીને, તે સાંભળતાં હતાં. રાત્રે મને માએ કહ્યું: "ગાન સરસ જામ્યું હતું. ભક્તની વળી જાતબાત શી? બધાંય એક. મારી ઇચ્છા થાય છે કે બધાંને એક પાત્રમાં ખવરાવું. પણ આ પતિત દેશમાં જાતની બડાઈ હજી ટકી છે. ગમે તેમ હો, પણ મમરા જલેબીમાં વાંધો નથી. જા, જઈને તે લઈ આવ." પછી બધાંને એક સાથે ખાતાં દેખીને માને ઘણો આનંદ થયો.

એકવાર ચોમાસું બેઠું હતું. જયરામવાટીમાં તે વખતે મેલેરિયા અને આમાશયનો પ્રકોપ થયો હતો. માને પણ લોહી પડતું હતું.

પણ ડૉ. કાન્જિલાલની ચિકિત્સાથી ઠીક થઈ ગયું હતું. વારંવાર કાદવ ખૂંદીને આવવા જવાથી આશ્રમમાં પણ બધાંને થોડો ઘણો તાવ આવતો હતો. આ પ્રમાણે પરિણામે દશ પંદર દિવસ સુધી કોઈ જયરામવાટી જઈ શક્યું નહિ. તેથી માને ચિંતા થવા લાગી, અને એક ભાઈને મોકલીને સમાચાર જાણ્યા. બીજે દિવસે રાધુની પાસે કાગળ લખાવ્યો: "શ્રી. કેદાર, ત્યાંના આશ્રમમાં મેં ઠાકુરને પધરાવ્યા છે. પોતે સિદ્ધ ચાવલનો ભાત ખાતા, અને માછલી પણ ખાતા. માટે હું જણાવું છું કે ઠાકુરને તે પ્રમાણે તમારે દરરોજ ધરાવવું. છેવટે શનિવારે ને મંગળવારે માછલીનો ભોગ ધરાવવો જ. રવિવારે નહિ. આટલી કઠોરતા વેઠશો તો આ પ્રદેશના મેલેરિયાની સામે ઝૂઝશો શી રીતે?"

કલકત્તાથી માએ એકવાર કેદારબાબુ પર પત્ર લખ્યો, "જો તમે કોઆલપાડામાં મારે માટે એક આશ્રયસ્થાન બનાવી શકો, તો દેશમાં જતાં વારે વારે ત્યાં રહી શકું." એ પત્ર ઉપરથી અમે પ્રયત્ન કરીને માને માટે એક ઘર બનાવ્યું. તેનું જ નામ 'જગદંબા આશ્રમ.' મા ત્યાં શરૂમાં એક પખવાડિયું રહ્યાં.

પછી એક વાર આવવાનો સમય નક્કી થયો. અમે પાલખી તૈયાર કરી રાખી. પણ તે દિવસે સવારથી મૂશળધાર વરસાદ પડવા લાગ્યો. નદીમાં ઘણું પાણી ચઢી ગયું. છતાંય કેદારબાબુએ કહ્યું: "તમારે તેમના કહ્યાં પ્રમાણે યથાસમયે ઉપસ્થિત થવું. પછી મા જેમ કહે તેમ કરજો." નદીમાં જઈને જોયું તો ખૂબ પાણી. રાજેન મહારાજ તરીને પેલી પાર ગયા અને હોડકી લઈ આવ્યા, અને અમે પાલખી સાથે પેલી પાર પહોંચીને લગભગ ત્રણ વાગે જયરામવાટી પહોંચ્યા.

કાલીમામા અમને વઢવા લાગ્યા: "આવી પરિસ્થિતિમાં તમે શું જોઈને બહેનને લેવા આવ્યા હશો?" સાંભળીને મા હસવા લાગ્યાં.

ગજેન મહારાજે કહ્યું "અમારી તો શી તાકાત છે કે માની કૃપા સિવાય કાંઈ કરી શકીએ ? પાલખી લાવવાનું કહ્યું હતું, એટલે અમે તો આવ્યા" માએ કહ્યું "તમે આવ્યા તો શું હું પણ તે પ્રમાણે નહિ કરું ? એટલે પાલખીમાં જઈશ ચાલો" પછી અમે માને ખૂબ સમજાવ્યા ત્યારે માન્યા અને અમે પાછા ફર્યા

એક વાર લગભગ અગિયાર વાગ્યાને સુમારે જગદંબા આશ્રમમાં જઈને જોયું તો બધા ચંચળ બની રહ્યા હતા કેદારબાબુની માએ જણાવ્યું કે માને ભાવસમાધિ થઈ છે 'ઠાકુર' શબ્દ બોલતા વેત જ અચૈતન્ય થઈને પડ્યા હતા બધી સ્ત્રીઓ માથે અને આંખે પાણી નાખવા લાગી થોડી વાર પછી જ્યારે મા સ્વસ્થ થયા, ત્યારે નલિનીએ પૂછ્યું "ફઈબા, એમ કેમ બન્યું ?" માએ કહ્યું "કેમ, શું ? એ તો કાંઈ નહિ, બેસ"

રાસબિહારી મહારાજ અને હું એક વાર તેમના બીછાનાની પાસે બેઠા હતા મા અમારી છાતી ઉપર, પીઠ ઉપર હાથ ફેરવતા ફેરવતા બોલતા હતા "આ, આટઆટલી છોકરીઓ, તેમાંથી કોઈના શરીર કડા નથી અને આ બધા છોકરાઓ, કેવા કડા છે તેમના શરીર !" તાનમાં શરદ મહારાજને ખૂબ યાદ કરતા તેમને ખબર મળ્યા કે તરત જ ડૉ કાંજિલાલને લઈને આવી પહોંચ્યા, અને માની પથારી પાસે જ બેઠા માનું તે વખતે શરીર ધીખતું હતું તેથી હાથ પછાડતા હતા તે જોઈને શરદ મહારાજે પહેરણ ખોલી નાખ્યું અને માની ખૂબ નિકટમાં ગયા માએ તેમની પીઠ ઉપર હાથ રાખીને કહ્યું "આ, મારો દેહ કડો પડી ગયો શરદનું શરીર જાણે પથ્થર" શરદ મહારાજે કહ્યું "મા, હવે અમે આવી પહોંચ્યા છીએ, સારા થઈ જાઓ" માએ કહ્યું "હા, બાબા, કાંજિલાલની દવાથી જ સારા થઈ જશે" સાંભળીને શરદ મહારાજનું મુખ પ્રફુલ્લિત થયું થોડા દિવસોમાં માનો તાવ ચાલ્યો ગયો અને

અન્ન ખાવા લાગ્યાં. શરદ મહારાજે કહ્યું: " મા, આ વખતે આપને છોડીને જવાના નથી. મારી સાથે જ કલકત્તા લઈ જવાનાં છે."

માની અસ્વસ્થ અવસ્થામાં જ ઉદ્‌બોધનમાં સ્વામી પ્રજ્ઞાનંદનો દેહત્યાગ થયો. તેમનાં બહેન અને નિવેદિતાસ્કૂલનાં પરિચાલિકા શ્રીમતી સુધીરાદેવી તે વખતે સ્થિરભાવે તેમની પાસે જ બેઠાં હતાં. તે જાણીને માએ કહ્યું: " અહા, સહેજ મુક્ત મને રડવાથી શોક કાંઈક હલકો થાત. જો તો, એને વળી કાંઈક થાય નહિ. એને પણ હૃદયનો રોગ છે. '

એક પ્રસંગ યાદ આવે છે. હુ તે વખતે માની પાસે જયરામબાટીમાં હતો. એક વાર કોવાલપાડામાંથી કેટલીક વસ્તુઓ લઈને એક વૃદ્ધ મજૂરણ સાથે લગભગ દશ વાગે જયરામવાટી પહોંચ્યો. તે વૃદ્ધાએ ભાર ઊતારીને માને પ્રણામ કર્યા. માએ કહ્યું: " કેમ હમણાંથી તો જણાતી જ નથી ? " સાંભળીને તે વૃદ્ધા કરુણ સ્વરે કહેવા લાગી: " મા, આજ કાલ ઘણું દુ:ખ થાય છે. અનેક ઠેકાણે અન્નને માટે ભટકું છુ. અહીં કાંઇક લાવવું હોય ત્યારે બાબુલોકને ઘણી વાર મારો મેળાપ થતો નથી. થોડા દિવસો પહેલાં મારો જુવાન પહાડ જેવો રોજગારી છોકરો મરી ગયો, મા ! " તે સાંભળીને માએ કહ્યું: " એમ, બેટા ! " કહેતાં કહેતાં માની આંખોમાં પાણી આવ્યાં. માની સહાનુભૂતિ પામીને પેલી વૃદ્ધા તો પોક મૂકીને રડવા લાગી. મા પણ રડવા લાગ્યાં. પછી માએ તે વૃદ્ધાને માથે કોપરેલ ચોળ્યું અને તેને થોડું લાવી આપ્યું. તેને વિદાય દેતી વખતે આંખમાં આંસુ સાથે કહ્યું: " વળી આવજે, બેટા. "

સહેજ તાકાત આવી એટલે નિર્દિષ્ટ દિવસે શરદ મહારાજને લઈને મા જયરામવાટીમાં પહોંચ્યાં. ગામનાં બધાં સ્ત્રીપુરુષો માને જોવા આવ્યાં. કોઈ કોઈ બોલવા લાગ્યાં: " મા, અમે તમને જોઇ શકીશું એની આશા અમે છોડી દીધી હતી. " માએ કહ્યું: " હા,

ઘણું ભોગવ્યું. શરદ, ડૉ. કાંજિલાલ બધા આવી પહોંચ્યા, અને મા સિંહવાહિનીની કૃપાથી આ યાત્રા પૂરતી તો અગી ગઈ. શરદની ઇચ્છા મને કલકત્તા લઈ જવાની છે. જો તમે સંમત થાઓ તો જઈને જરા ફેરબદલો કરી આવું." બધાંએ આનંદ સાથે સંમતિ દીધી...............

કેટલાક મહિના પછી બેલુડ મઠમાં ગયો. ઉદ્બોધનમાં રાધુ માંદગી ભોગવી રહી હતી. શબ્દ પણ સહન કરી શકે નહિ. તેથી તેને લઇને મા પણ નિવેદિતાસ્કૂલની બોર્ડિંગમાં રહેતાં હતાં. લગભગ દરરોજ ત્યાં જતો. માને ઘણી ચિંતા થતી. કહેતાં, "આને મૂકીને ક્યાં જવાય? દેશમાં નિર્જનતા હોય, પણ દાક્તરવૈદ્ય ત્યાં મળે નહિ ને?"

સ્વામીજીના ઉત્સવને દિવસે બપોરે સાંભળ્યું કે મા કાલે સવારે દેશમાં જવાનાં છે. પૂ. શરદ મહારાજના આદેશથી ઉતાવળે માની સાથે જવાને માટે સંધ્યા વેળાએ ઉદ્બોધન ગયો. ઉપર જઇને જોયું તો મા બીસ્તરા બાંધી રહ્યાં છે. મને જોઇને કહ્યું: "આ અગાધ દરિયો લઇને દેશમાં જાઉં છું. તારે મારી સાથે આવવાનું શું થશે? તમે બધાંજ મારાં છો ત્યાં." મેં પ્રણામપૂર્વક કહ્યું: "આપના હુકમ પ્રમાણે થશે. આપની સાથે જઇશ." માને સંતોષ થયો. રાતના અગિયાર વાગી ગયા. બીજે દિવસે પરોઢિયે નીકળ્યાં.

વિષ્ણુપુરમાં બે દિવસ વિસામો કરીને અમે પરોઢિયે છ બળદની ગાડી કરીને રવાના થયાં. આઠ માઇલ દૂર જયપુર ગામમાં એક ચટ્ટીમાં રાંધવાની વ્યવસ્થા થઈ. ચૂલા ઉપરથી ઊતારતી વખતે હાંડી અકસ્માત ભાંગી ગઈ અને તેથી ભાત ચારે બાજુ ફેલાઇ ગયો. અમે બધાં તો ગભરાઈ ગયાં. પરંતુ માએ ગભરાયા વગર બધી બધું ફીણ કાઢી નાખ્યું. ત્યાર પછી હાથ ધોઇને ઠાકુરની ઝબી પેટી-

માંથી બહાર કાઢીને તેની આગળ નાનપાત્રમા થોડા ભાત ધર્યો અને શાક વગેરે રાખીને હાથ જોડીને પ્રાર્થના કરી, "ગુરુ, આજે આવુ જ મળ્યુ, માટે ગરમ ગરમ બે કોળિયા ખાઈ લો." અમે માની સમતા જોઈને આશ્ચર્ય પામ્યા. માએ અમને કહ્યુ "જ્યારે જેવુ મળે ત્યારે તેનાથી ચલાવી લેવુ જોઈએ. હવે તમે બધા બેસી જાઓ." અમે બધા બેસી ગયા. લાકડી વતી માએ બધાને પીરસ્યુ અને પછી પોતે પણ બેઠા અને કહેવા લાગ્યા "વાહ, સરસ થયુ કે નહિ?" પછી રાત્રે અગિયાર વાગે કોઆલપાડા પહોંચ્યા.

અહીંયા એક રમુજી પ્રસંગ યાદ આવે છે. એક વાર પૂ. ગૌરીમા માના દર્શનાર્થે જયરામવાટી જતા હતા. કોઆલપાડામાથી મને સાથે લઈને સાંજે નીકળ્યા. જયરામવાટી પાસે નદીના ઘાટે થોડી વાર રોકાઈને પછી આગળ વધ્યા. સંધ્યાકાળ પછી માના ઘર દરવાજા આગળ મને મૂકીને પોતે અંદર ગયા અને ભિખારીના જેવો અવાજ કરીને બોલ્યા "મા, થોડી ભિક્ષા આપો." મા તે સાંભળીને નાના મામી બહાર આવીને કહેવા લાગ્યા, "અત્યારે વળી કોણ છે?" ગૌરીમા વળી પાછા તે પ્રમાણે બોલ્યા. તેથી નાના મામી ભય પામીને અંદર માના પાસે દોડી ગયા. માએ ચીત્કાર સાંભળીને ધીરે બહાર આવીને કરુણ સ્વરે કહ્યું- "કોણ છે?" ગૌરીમા ફરીથી તે પ્રમાણે બોલ્યા. અંધકારમા માએ ગૌરીમાનો અવાજ પારખી કાઢ્યો. પછી બધા હસી પડ્યા.

કોઆલપાડામા એમ બે દિવસ રહ્યા પછી રાધુને માટે તે સ્થાન નિર્જન તરીકે પસંદ થયુ. મા તેથી ત્યા છ માસ રહી ગયા. જગદંબા આશ્રમથી થોડે દૂર કોઈ એક નિર્જન સ્થળમા રાધુને રહેવાનુ રાખવામા આવ્યુ. તેની ત્રણ બાજુ કાંટાળા વૃક્ષોનુ જંગલ હતુ. માએ એક દિવસ મને કહ્યુ "આજકાલ મનમા કોણ જાણે શુ થયુ છે કે મનમા જે કાંઈ વિચાર થાય તે ઉપસ્થિત થાય છે,

પછી તે સારો વિચાર હોય કે ખરાબ રાધુને તો આ જંગલ જ પસંદ છે, નિર્જન છે ને તેથી થોડા દિવસથી મને મનમાં થાય છે કે આ મો દિવસ ભને કામકાજ માટે બહાર આવો જાઓ પરંતુ સંધ્યા કાળ પછી અહીંજ આની જતું ખૂબ ભય લાગે છે, નાખ્યા ગજેનને પણ જણાવ્યું છે તે વળી ગતે દશ કે અગિયાર પછી આવશે તે દિવસથી માંડીને દરરોજ સંધ્યાથી માંડીને રાત્રે અગિયાર વાગ્યા સુધી અમે ચોકી રાખતા માએ એક દિવસ કહ્યું "કેવું જંગલ! કોણ જાણે કોઈ દિવસ રીંછ ના આવી ચડે!' મે કહ્યું "ના, મા, આ બાજુ તો કદાપિ રીંછ હોય જ નહિ પરંતુ ખરેખર એક બે દિવસ પછી એક બાઈને રીંછે મારી નાખી એ વાત સાંભળીને માએ કહ્યું "જોયું, તું ના કહેતો હતો ને?'

સંધ્યાકાળે મા સહેજ મીઠાઈ ખાઈને પાણી પી લેતા હું તેમની સામે ગયો, એટલે તેમણે મને પણ ખાવા આપ્યું અને કહ્યું 'આખા દિવસના પરિશ્રમ પછી સંધ્યાને વખતે કાંઈક મોંમાં નાખીને પાણી પીવાથી શરીર સ્નિગ્ધ રહે છે ત્યાર પછી જપ તપ કે કોઈ પણ કાર્યમાં મન ઠીક સ્થિર રહે છે

એ વાર વળી કહેવા લાગ્યા 'ઠાકુરની સેવા માટે જ્યારે નહોબતખાનામાં રહેતી ત્યારે કેટકેટલા કષ્ટ વેઠીને ત્યાં રહેતી બેટા! અને એવડા નાનકડા ઓરડામાં કેટકેટલી વસ્તુઓનો સંઘરો! ઠાકુરને માટે હાંડીમાં માછલી રાખી મૂકતી તેમની સેવાથી શરીરે કાંઈ થતું નહિ કોણ જાણે ક્યાંય દિવસ વહી જતો અને અહીંયા, રાધુની સાથે મુશ્કેલીમાં પડી છું આવા નિર્જન જંગલમાં તમારી સાથે દિવસો ગુજારું છું ધર્મ કર્મ, જપ તપ, બધું જ તેવે મૂક્યું છે હવે તો માત્ર તેમની કૃપાથી રાધુને ઠીક થઈ જાય એટલે ગંગા નાહ્યા!

સહેજવાર પછી નવાસનના વહુએ આવીને જણાવ્યું "સાંભળ્યું કે, દાદા! બપોરે મા અને હું બેઠા હતા નિર્જન સ્થળ હતું મા

કહે કે પેલા બે કાગડા આ વખતે આવીને આ વૃક્ષ ઉપર બેસીને ચીત્કાર કરતા. રાધુ પણ કંટાળી જતી. પણ આજે કેટલાક દિવસોથી કોણ જાણે કેમ તે જણાતા નથી? ક્યાં ગયા હશે એ, કહે તો? મા એવું બોલ્યાં ના બોલ્યાં એટલામાં તો કાગડા આવ્યા અને કાકા કરવા મંડી પડયા. માને પણ આનંદ થયો અને "હાં, બાબા, હાં," કહેતાં હસવા લાગ્યાં.

અષાડની શરૂઆતમા મા અને અમે કેટલાંક જણ ઝાડની નીચે બેઠા હતાં. રાતના દશ વાગ્યા હશે. મા કહે. "પેલો પાગલ તો આવ્યો જ નહિ પછી? ગાન સરસ ગાય છે. પણ મને ભય થાય છે કે કદાચ આવીને ધમાલ મચાવે.' નવાસનના વહુએ કહ્યું: "જવાદોને, મા? કદાચ અત્યારે આવી પડે તો!" માએ કહ્યું: "કોણ જાણે, બેટા?" અમે વાતો કરતાં હતાં એટલામાં તો તરત જ તે પાગલ આવી જ લાગ્યો ને! આવીને તરત જ માને કહ્યુ: "તમારે માટે શાક લેતો આવ્યો છું, મા." નવાસનનાં વહુ તો બીને અંદર જતાં રહ્યાં. માએ કહ્યું: "જા, જા, બેટા, આટલી રાત્રે ધમાલ કરીશ નહિ, હોં!" તેણે કહ્યું: "પણ નદીમાં તો પૂર આવ્યું છે ને, મા?" મેં કહ્યું: "ત્યારે આવ્યો શી રીતે?" તેણે કહ્યું: "તરીને આવ્યો." માએ પછી કહ્યું: "તોફાની છોકરા, ધમાલ કરીશ નહિ." તે પાગલ કાંઇ પણ બોલ્યા વિના ચાલ્યો ગયો. આ જાતનો ભાવ લગભગ બે માસ માને રહ્યો.

એકવાર રાધુના ઓરડાના વરંડામાં માની પાસે બેસીને બજાર-માંથી શું શું લાવવાનું તેની યાદી લખતો હતો. તે વખતે પાસેથી પસાર થતી વખતે એક સ્ત્રી ભક્તનું કપડું મારી પીઠ ઉપર અડયું. તે જોઇને માએ ખૂબ જોરપૂર્વક તે સ્ત્રીને કહ્યુ: "કેમ, તને સમજાતું નથી કે આ છોકરાને અડકીને જાય છે? આ બધા બ્રહ્મચારી છે, તમે સ્ત્રીઓ છો. તેમને સમાલીને ચાલવું જોઇએ. પ્રણામ કર."

વળી એક દિવસ કોવાલપાડામાં એક છોકરો પોલિસની નજર-અંદીમાંથી મુક્ત થઈને માની પાસે આવ્યો. તેની ઈચ્છા માની પાસેથી દીક્ષા લેવાની હતી. તે વખતે આશ્રમ ઉપર પોલિસ ખાતાની તીક્ષ્ણ નજર રહેતી હોવાથી આશ્રમના અધ્યક્ષે તેને ચાલ્યા જવાનું કહ્યું. માએ એ વાત સાંભળીને મને જણાવ્યું: "બિચારો કેટલી મુસ્કેલીથી આવ્યો છે! જો તું તેને માટે ગામમાં કોઈને ત્યાં રહેવાની વ્યવસ્થા કરી શકે તો કાલે સવારે તેને દીક્ષા આપીને રવાના કરી દઈશ." તેમની સૂચના મુજબ મેં તેને માટે વ્યવસ્થા કરી દીધી. બીજે દિવસે સવારે માની સાથે રાધુની પાસે જતો હતો. પેલો છોકરો તે વખતે સ્નાન કરીને માર્ગમાં આવી ચડયો. માએ મને તે વખતે પુકુરમાંથી પાણી લાવવાનું જણાવ્યું. માએ તરત જ ત્યાં ને ત્યાં તેને દીક્ષા દીધી!

સંધ્યાને ટાણે મા એક વાર કહેવા લાગ્યાં: "બાબા, હું તો કોઈના દોષ જોઈ કે સાંભળી શકતી નથી. જેનાં જેવાં પ્રારબ્ધ કર્મ. જ્યાંથી ઊંટ પેસી જાય, ત્યાં બકરું તો જવાનું જ! મારી પાસે ...ના દોષની વાત કહી. તે વેળા બધાં ક્યાં હતાં? તેણે મારી કેટકેટલી સેવા કરી છે. હું તો તે વખતે ભાઈઓને ઘેર રાંધતી. વહુરો નાની હતી. તે બીચારો શીત કે વર્ષાની દરકાર કર્યા વગર સવારથી માંડીને શરીર કાળું થાય તોય મારી સાથે હાંડીઓ ઊતારતો. અત્યારે તો ઘણાય ભક્તો બનીને આવે છે. તે વખતે મારે કોણ હતું? શું હું એ બધું ભૂલી જાઉં, એમ? અને લોકોનો પણ શો દોષ? પહેલાં મારી નજરે પણ લોકોના કેટલાય દોષો ચડતા! ત્યાર પછી કંટાળીને ઠાકુરની પાસે રડી રડીને પ્રાર્થના કરવા લાગી કે, હે ઠાકુર, હવે તો દોષ જોઈ શકાતા નથી. ત્યાર પછી તેમાંથી છૂટી છું. મનુષ્યના હજારો ઉપકારો કરીને એક દોષ કરો, તો મોં તરતજ ફૂટી જશે. લોકો તો માત્ર દોષ જ જુએ છે. ગુણ જોવાની જરૂર છે, બેટા!"

જયરામવાટીમાં એક વાર મહાપુરુષોના સેવકગણોની દુર્બુદ્ધિ વિષે વાત નીકળી માએ જણાવ્યું "જુઓ, સેવાપરાધ પણ ઘણા છે, તેના કેટલાંક દૃષ્ટાંતો સાંભળો સેવા કરતા કરતાં અધિકાર વધી જવાથી અહંબુદ્ધિ પણ વધી જાય છે. અને તે વખતે સેવક બીજાને પૂતળાની માફક નચાવવા ઇચ્છે છે ઊઠતા, બેસતા, ખાતા, પીતા બધાયમાં તેનો હક્કો ખરો એમાં પછી સેવાનો ભાવ તો રહે જ નહિ, જે લોકો પોતાના દેહનું સુખ ભૂલી જાય છે, તેઓ બીજાના સુખ-દુઃખને પોતાનાં ગણીને તેમની સેવા કરે છે તેમને તો કર્તાપણું કેમ કરીને વળગે ' અને તમે પતનની વાતો જણાવો છો અનેક મહાપુરુષોની ચારે બાજુ ઐશ્વર્યનો ભાવ હોય છે તે જોઈને ઘણાય તેમની સેવાને નામે આવે છે, અને તેમાજ મત્ત રહે છે અને તેમાં જ ડૂબી મરે છે તેમની ખરી સેવા, કહો તો, કેટલા જણ કરે છે ?" ત્યાર પછી માએ એક વાત કહી "જુઓ, વાત છે કે તળાવમાં ચંદ્રનું પ્રતિબિંબ પડતું જોઈને નાની માછલીઓ ત્યાં કૂદાકૂદી કરવા લાગી, અને વિચારવા લાગી કે જાણે આપણામાંનું જ કોઈક હશે! પરંતુ જેવો તે ચંદ્ર અન્ત થયો, કે તરત જ તેમની તે અવસ્થા! કૂદાકૂદી પછી વિમાસણ ઉભી થઈ, કાંઈજ સમજાયું નહિ!" મેં કહ્યું "કેદાર મહારાજ કહે છે કે ગુરુની પાસે બહુ રહેવું ઠીક નથી ગુરુનું લૌકિક આચરણ જોઈને ઘણીવાર શિષ્યની શ્રદ્ધા ઓછી થઈ જાય છે' માએ હસતા હસતાં કહ્યું "તમે બધા એવી વાતોથી મનને ખરાબ કરો નહિ ત્યારે મારું કામ કેવી રીતે ચાલે ? ભગવાન માનવબુદ્ધિમાં એવી બુદ્ધિ ના કરે હું જે કહું તે પ્રમાણે કર્યે જાઓ તમારે કોઈ જાતનો ભય નથી"

એક વાર ભક્તોના ઘણા પત્રો આવ્યા હતા સંધ્યા પછી માને બધા વાંચી સંભળાવ્યા પત્રો સાંભળીને માએ જણાવ્યું- "કેટલાય ઠાકુરઓએ કેટકેટલી ઇચ્છા દર્શાવી છે, જોયું! ગાઇ કહે

છે, આટઆટલી પ્રાર્થના, જપ, ધ્યાન કરું છું, છતાં કાંઇ જ થતું નથી; કોઈ વળી સંસારમાં અનેક અશાંતિ, રોગ, શોક વગેરે વિષે લખે છે. હવે તો એ બધું સાંભળવું ગમતું નથી. ઠાકુરને કહું છું:- ' હે ઠાકુર, તમે આ બધાંના ઇહકાલ અને પરકાલ વિષે જોજો.' હું મા થઇને શું કહું ? કેટલા તેમને સત્ય રીતે ચાહે છે? તે વ્યાકુળતા ક્યાં છે? તેમની ભક્તિ, તેમનો આગ્રહ કેટલો? સહેજ ભોગ્ય વસ્તુ મળી આવી કે સંતુષ્ટ, બસ! વળી કહે કે, ' ઓહો, તેમની દયા?' વળી કહે, ' રાધુને કેમ છે?' મારા મનને આર્દ્ર કરવા માટે રાધુની ભાળ પહેલી લે. મને ખબર છે કે મારી આંખો બંધ થઈ ગઇ કે રાધુની ભાળ કોઇ લેવાનું નથી."

નવાસનનાં વહુએ કહ્યું: "મા, આપને તો બધાં જ બાળકો સરખાં. જે લગ્ન કરવા માટે આપનો મત જાણવા ઇચ્છે છે તેને આપ અનુમતિ આપો છો; અને જે સંસારનો ત્યાગ કરવા ઇચ્છે છે, તેને પણ તેના ત્યાગની પ્રશંસા કરીને ત્યાગ કરવાનો ઉપદેશ આપો છો. તો આપને માટે તો ઉચિત એ છે કે જે સારો માર્ગ હોય તે માર્ગે જ બધાંને લઇ જવાં." માએ કહ્યું: "જેની ભોગ-વાસના પ્રબળ હોય, તેને ગમે તેટલું કહું તોય શું તે સાંભળે? અને જે ઘણાં સુકૃત્યોને બળે આ બધો માયાનો ખેલ સમજી શક્યો છે, અને જે માત્ર એક તેમને જ સારરૂપ માને છે, તેને મારે સહાયતા આપવી નહિ? અને સંસારમાં દુ:ખનો તો ક્યાં અંત છે?"

કેટલીક ચર્ચા કરીને નલિનીએ માને પૂછ્યુ: "ફઇબા, કહો તો, કયો અપવાદ સારો?" માએ કહ્યું: "અપવાદમાં વળી સારા-નરસી!" પછી માએ કહ્યું: "છતાંય ધનનો અપવાદ સારો. ધારો કે કોઇને કહીએ કે તું તો મોટો ધનિક છે, તો તે સાંભળીને તે ભલે ચહેરા પર દીનતા કે અસંતોષ જણાવે, પણ તેના અંતરમાં તે ખુશ થાય છે. તો કહે જો, ભગવાનની પાસે કઈ પ્રાર્થના સૌથી સારી?" નલિનીએ કહ્યું: "કેમ વળી? જ્ઞાન કે ભક્તિ, જેથી કરીને

સંસારમા સુખી રહીએ, તેવી પ્રાર્થના!" માએ કહ્યું: "ત્યારે સાંભળ. એક જ વાતમા કહીએ તો વાસનારહિત થવાની પ્રાર્થના સૌથી ઉત્તમ, કારણ કે વાસના જ બધાય દુઃખનુ મૂળ છે, વારંવાર જન્મમૃત્યુનુ કારણ છે, અને મુક્તિમાર્ગનો મોટો અંતરાય છે."

શ્રાવણ માસમાં મા નાધુને લઇને કોવાલપાડાથી જયરામવાટી આવ્યાં હતાં. તે વખતે બધા થઇને અમે પચ્ચીસ ત્રીસ જણ હોઇશું. બધાંયની ખાવાપીવાની વ્યવસ્થા મા પોતે કરતા. એક વાર વાત નીકળતાં માએ મને કહ્યું "બાબા, તે દિવસે મને કેવી વાત કહી! હું તો જાણુતી હતી કે તેમનુ મન ઘણુ ઉદાર છે તેમના જેવા માણસને વિષે એવુ બોલવુ ઠીક નહિ. તેમના મનનો ભાવ કળીને આશ્રમના ખર્ચને માટે હું ધાન લેતી આવી. તે વળી પાછો લેવા માગે નહિ, પોતાની ભૂલ સમજીને મારી પાસે ક્ષમા માગવા આવ્યો.

"તે દિવસે સવારે પ્રણામ કરતી વખતે મને કહે કે, 'મા, આ બધા પહેલા મારુ કહ્યું માનતા. પણ હવે તો મારી વાત બધી વખતે માનવા તૈયાર નથી. અને જો શરદ મહારાજ કે આપની પાસે આવે તો ખૂબ આદરપૂર્વક પાસે રાખો છો, એથી કરીને સારી ખાવાની પણ વ્યવસ્થા થાય છે. તેથી જો આપ તેમને સ્થાન ના આપો અને સમજાવીને મારી પાસે મોકલો તો વળી પાછા મારું માનતા થઈ જાય.' મેં કહ્યુઃ 'એ વળી શું? શું બોલે છે? પ્રેમ એ તો આપણી અસલ વસ્તુ છે. પ્રેમથી તો તેમનો સંસાર રચાયો છે. હું તો બધાંયની મા છું, તો મારી પાસે આવેલાને વિષે ખાવા-પહેરવાની વાતમાં કાંઇ ના કહેવું.'

"ઓહો, આને માટે ઠાકુરની પાસે કેટલી રડી રડીને પ્રાર્થના કરી છે. તેથીજ તો તેમની કૃપાથી આજે મઠબઠ બધું થયું. ઠાકુરના દેહ છોડયા પછી તેમનાં બધાંય બાળકો સંસારનો ત્યાગ કરીને, એક આશ્રમમાં આવી રહ્યાં. સ્વલ્પ પછી જયાં એક પછી એક

સ્વાધીનભાવ બહાર નીકળી પડીને અહીંતહીં ફરવા લાગ્યા તે વખતે મારા મનમા ઘણુ દુ ખ થતુ ઠાકુરની પાસે પ્રાર્થના કરવા લાગી 'ઠાકુર, તમે આવ્યા અને આ કેટલાકની સાથે લીલા કરીને ચાલ્યા ગયા અને શુ એમજ પૂરુ થઈ ગયુ ! ત્યારે આટઆટલા કષ્ટ વેઠીને આવવાની શી જરૂર હતી ? કાશીવૃંદાવનમા અનેક સાધુસન્યાસી ભિક્ષા માગીને ખાય છે અને ઝાડ નીચે બેસીને ફરતા ફરે છે એવી જાતના સાધુઓનો તો અભાવ ક્યા છે ? તમારે નામે બધાનો ત્યાગ કરીને મારા બીચારા બાળકો બે કાળિયા અન્નને માટે ગમે ત્યા ભટકે તે મારાથી જોયુ જતુ નથી તો મારી તમને આ પ્રાર્થના છે કે જેઓ તમારે નામે નીકળી પડે તેમને માટે સામાન્ય ખાવાની તેમજ પહેરવાની કશી ખોટ ના પડે એ બધા તમારી અને તમારા ભાવ ઉપદેશની વાતો ગ્રહણ કરીને એકઠા પડયા રહેશે અને સસારના તાપથી દગ્ધ થયેલા લોકો તેમની પાસે આવીને તમારી વાતમાથી શાતિ મેળવશે એટલા માટે તો તમે આવ્યા હતા, ઠાકુર ! તમારા સતાનોને ભટકતા જોઇને મારા પ્રાણ આકુળ વ્યાકુળ થઈ જાય છે ! ત્યાર પછી આવ્યો નરેન્દ્ર અને એણે ધીરે ધીરે બધુ કરી દીધુ ".

અમારા મે જાણુનુ ધોળી કિનારવાળુ કપડુ જોઈને માએ કહ્યુ "આ શુ ? ધોળી કિનારવાળુ કેમ પહેરે છો ? તમે તો બાળક છો, રગીન કિનારીવાળુ પહેરવુ જોઈયે નહિ તો મન બુઢું થઇ જશે મનમા હમેશા ઉત્સાહ રાખવો જોઇયે " એમ કહીને પેટીમાથી બે કપડા બહાર કાઢી આપ્યા

સધ્યાકાળ પછી સવિપૂજાનો સમય હતો માના ચરણમા પદ્મફૂલ મૂકીને ઘણા પુષ્પાજલિ દેવા આવ્યા હતા તે વખતે માએ કહ્યુ "બીજા ફૂલ પણ લાવો, રાખાલ, શરદ, તારક, બાબુ, યોગેન, ગોલાપ,–એ બધાયના નામ બોલીને ફૂલ આપો મારા

જાણ્યાં અજાણ્યાં બધાંય સંતાનોને મારે ફૂલ આપો." મેં તે પ્રમાણે કર્યું. એટલે મા હાથ જોડીને ઠાકુરની પાસે ઘણા સમય સુધી સ્થિરભાવે ઊભાં રહ્યાં અને પછી કહ્યુંઃ "બધાંયના ઇહકાલ અને પરકાલનું મંગળ થાઓ."

કેદાર મહારાજ એકવાર સવારે જયરામવાટીમા માની પાસે બેસીને કહેવા લાગ્યાઃ "મા, આપણા ચિકિત્સાલયમાં જેમની સ્થિતિ સારી હોય છે એવા લોક પણ દવા લેવાને માટે આવે છે. આપણે તો માત્ર ગરીબ લોક માટે કર્યુ છે. તો એ બધાંને દવા આપવી શુ ઉચિત છે?" માએ કહ્યુંઃ "આ દેશનાં બધાંજ ગરીબ છે. છતાંય બધુ જાણીસાભળીને પણ જો એવાં બધાં માગણી કરતાં આવે, તો આપણી શક્તિ પ્રમાણે દેવુ. જે પ્રાર્થી છે, તે જ ગરીબ છે, બેટા."

કેદારભાઈએ જિજ્ઞાસાપૂર્વક પૂછ્યુઃ "મા, ઠાકુર મને લાગે છે કે એક નવી વસ્તુ દેવાને માટે આવ્યા હતા. તેથી તેઓ સર્વધર્મ-સમન્વય કરી ગયા." માએ કહ્યુંઃ "જુઓ, બાબા, તેમણે સમન્વય-ભાવના પ્રચાર માટે બધાય ધર્મોની અલગ સાધના કરી હતી, એ વાત મારે ગળે ઊતરતી નથી. પોતે તો ભાગવતભાવમાં મગ્ન રહેતા. ખ્રિસ્તીઓ, મુસલમાનો, વૈષ્ણવો, જે જે ભાવે ભગવાનને ભજીને વસ્તુની પ્રાપ્તિ કરતા, તે તે ભાવે સાધના કરીને અનેક પ્રકારની લીલાનો અનુભવ કરતા, અને ગતદિવસ ક્યાંય પસાર થઈ જતા તેની ખબર પણ પડતી નહિ. છતાંય આ યુગમાં તેમનો જે ત્યાગ, તે જ મને તો તેમનું વિશેષત્વ લાગે છે. એ જાતનો સ્વાભાવિક સહજ ત્યાગ કદાપિ કોઈએ જોયો છે? તે જે સર્વધર્મસમન્વયની વાત કહી, એ પણ ઠીક છે. જુદે જુદે વખતે એક જ ભાવને મોટો ગણવાથી બીજા બધા ભાવ દબાઇ જતા."

અનેક ભક્તોના કાગળો આવેલા તે માને જઈને સંધ્યાકાળ પછી વંચાવ્યા. એક સ્ત્રી ભક્ત વારંવાર પત્ર લખતી અને તેમાં

અનેક ગુણગાન ગાતી તેના રાગનો મર્મ પણ માને જણાવ્યો એ બધુ સાભળીને માએ કહ્યુ "જો, બેટા, અનેક વાર મનમા વિચાર આવે છે કે હુ તો હજી તે રામ મુકરજીની દીકરી છુ, મારી સરખી ઉમરની કેટલીય જયરામવાટીમા હશે તો તેમની સાથે મારો તફાવત શો? ભક્તો કયા ક્યાથી આવીને મને પ્રણામ કરે છે તેમને વિષે પૂછતા જણાય છે કે તેમાના કેટલાક દાક્તર, તો કેટલાક જમીનદાર છે એ બધા પણ કેમ આવતા હશે?" આમ બોલીને મા ચૂપ થઇ ગયા. ત્યાર પછી મે કહ્યુ "અચ્છા, મા, આપને બધો વખત આપનુ સ્વરૂપ યાદ રહે છે?" માએ કહ્યુ "બધો વખત તો કેવી રીતે રહે? અને પછી આ બધુ કામકાજ કેવી રીતે ચાલે? છતાય બધા કામોની વચ્ચે જ્યારે મનમા ઇચ્છા પ્રગટે, ત્યારે જોતજોતામા ઉદ્દીપના જાગે, અને આ મહામાયાનો ખેલ તરત સમજાઈ જાય" એક જણે કહ્યુ "અમે તો, મા આટ આટલા પ્રયત્નો છતા કઇ જ પામ્યા નહિ" માએ જણાવ્યુ "બધુ જ પામશો વખત આવશે એટલે બધુ જ થશે"

તે સમયે રાત્રે મોડા સુધી વાતચીત થતી મે કહ્યુ "મા, કેદાર મહારાજ કહે છે કે આ બધા રામકાજમા ભલે ને ગમે તેટલા રચ્યાપચ્યા રહો, છતાય જે થવાનું છે તે જ થશે" માએ કહ્યુ "કામકાજ તો કરવા જ, કારણ કે તેથી મન સારુ રહે છે છતા જપ, ધ્યાન અને પ્રાર્થનાની પણ વિશેષ જરૂર રહે છે અને સવારે અને સધ્યાકાળે તો થાય તેટલુ કરવુ જ જોઇએ એ થવુ જાણે નૌકાનુ સુકાન સધ્યાકાળે શાત સમાહિત ચિત્તે સ્થિર થવાથી સમસ્ત દિન શુ કર્યુ કે શુ નહિ તેનો વિચાર આવે છે ત્યાર પછી ગઈ કાલની મનની અવસ્થા સાથે આજની માનસિક અવસ્થાની તુલના કરવી જોઈએ પછી જપ કરતા કરતા ઇષ્ટ મૂર્તિનુ ધ્યાન ધરવુ ધ્યાનમા પ્રથમ તો જાણે કે મુખ જ આવે છે, પરતુ પ્રયત્નપૂર્વક પગથી માડીને સમસ્ત અગનુ સાક્ષાત ધ્યાન કરવુ સસારના કામ

બીજે દિવસે દશ અગિયાર વાગ્યાને સુમારે મા સદર બારણાની ઓસરીમાં બેઠાં હતાં. અમે તે વખતે બેઠકના ઓરડામાં હતા. અકસ્માત કાલીમામા અને વરદામામાની વચ્ચે બોલાબોલી થઇ અને તરતજ મારામારી ઉપર આવી જવાની તૈયારી ઉપર હતા. મા તરતજ તેમની પાસે ગયાં. જઈને એકને કહે કે 'તારો અન્યાય છે,' વળી બીજાને કહે કે 'તારો અન્યાય છે'. ખૂબ ચીડાઈ ગયાં હતાં. અમે પણ વચ્ચે પડયા એટલે મામલો ઓછો થઈ ગયો અને પછી બોલતા બોલતા બધા વીખરાઈ ગયા. મા પણ ક્રોધ સાથે ઘરમા ગયાં. બેસીને હસવા લાગ્યાં અને કહેવા લાગ્યાં: "કેવો મહામાયાનો ખેલ, જોયો! અનંત પૃથ્વી પડી છે, આ પણ પડયુ રહેશે! જીવ એટલું પણ સમજી શકતો નથી." મા એટલું બોલતા બોલતાં અસ્થિર બનીને હસવા લાગ્યાં, હસવાનું કેમે કર્યું અટકે નહિ!

કાજની સાથે સાથે જો આ પ્રમાણે ના કરો તો શું કરો છો ને શું નહિ તેનો ખ્યાલ કેવી રીતે આવે!"

મેં કહ્યું: "મા, કોઈ કોઈ વળી કહે છે કે કામકાજ કરવાથી કાંઈ વળશે નહિ, સર્વદા જપ, ધ્યાન કરી શકવાથી ઘણું થશે." માએ જણાવ્યું "એ બિચારા શું સમજે કે શું કરવું ને શું ન કરવું? થોડા દિવસ ધ્યાન, જપ કર્યાં એટલે શું પતી ગયું? મહામાયા જ્યાં સુધી માર્ગ મોકળો ના કરે ત્યાં સુધી બધાંય ફાંફાં છે. તે દિવસે જોયું હતું ને કે એક જણ જપ, ધ્યાન વધારે પડતાં કરવા ગયો તો પરિણામે મગજ ગુમાવી બેઠો! અને મગજ બગડયું પછી રહ્યું જ શું? રૂના વળની બે બાજુ હોય છે. એક વળ બગડયો કે બસ આવી બન્યું, પાગલ જ બની જવાના! નહિ તો મહામાયાના ફંદામાં પડીને પોતાની જાતને બુદ્ધિમાન માને અને મનમાં વિચારે કે હું બરાબર છું. અને બીજી દિશામાં એક વળને જો બરાબર સખત કરવામાં આવે અને યોગ્ય રીતે બેસાડવામાં આવે તો શાંતિ અને આનંદ મળે! સર્વદા તેમનું સ્મરણ અને તેમનું મનન કરીને પ્રાર્થના કરવી કે 'પ્રભુ, સદ્બુદ્ધિ આપો.' બધો વખત જપ ધ્યાન તે કેટલા કરી શકે? શરૂશરૂમાં કદાચ કરે, પરંતુ અંતે—ની માફક બેસીને નીચેની ગરમી માથે ચઢે (અહંકારી થાય). ધૂળરાખના વિચારોથી અનેક પ્રકારની અશાંતિ જન્મે છે. મનને સમમાં આણીને અળગું રાખ્યા વિના કાંઈ કરવું ઘણું સારું છે. મનને અળગું રાખ્યું કે ધમાલ મચવાની! મારા નરેન્દ્રે એ જોઈને જ નિષ્કામ કર્મનો પ્રચાર કર્યો."

માએ વળી......ને વિષે વાત કાઢી: "જોયુંને, બેસી બેસીને તેનુ મન અશુદ્ધ બની ગયું છે! માત્ર તેના ચોખલિયાવેડા જ વધતા જાય છે. અને પાછો જણાવે છે કે અશાંતિ! આટઆટલી અશાંતિ શા? આટઆટલું જોતાં સાંભળતાં છતાંય ચૈતન્ય પ્રગટયું નહિ!"

બીજે દિવસે દશ અગિયાર વાગ્યાને સુમારે મા સદર બારણાની ઓસરીમાં બેઠા હતા અમે તે વખતે મેદાનના ઓરડામાં હતા. અકસ્માત કાલીમામા અને વરદામામાની વચ્ચે બોલાબોલી થઈ અને તેઓ મારામારી ઉપર આવી જવાની તૈયારી ઉપર હતા. મા તરત જ તેમની પાસે ગયા. જઈને એકને કહે કે 'તારો અન્યાય છે', વળી બીજાને કહે કે 'તારો અન્યાય છે' ખૂબ ચીડાઈ ગયા હતા. અમે પણ વચ્ચે પડયા એટલે મામલો ઓછો થઈ ગયો અને પછી બોલતા બોલતા બધા વીખરાઈ ગયા. મા પણ ક્રોધ સાથે ઘરમાં ગયા. બેસીને હસવા લાગ્યા અને કહેવા લાગ્યા "જો મહામાયાનો ખેલ જોયો! અનંત પૃથ્વી પડી છે, આ પણ પડયું રહેશે! છતાં એટલું પણ સમજી શકતો નથી." મા એટલું બોલતા બોલતા અસ્થિર બનીને હસવા લાગ્યા. હસવાનું કેમે કર્યું અટકે નહિ!

રાધુને સુવાવડમાંથી ઊઠયે છ માસ થયા હતા, પરંતુ શરીરની દુર્બળતાને લીધે ચાલી શકતી નહિ. માત્ર બેઠી બેઠી હરતી ફરતી. વળી તેની અફીણ ખાવાની ટેવ પણ વધી ગઈ હતી. માનું શરીર પણ હવે પહેલાના જેવું રહેતું નહિ. વચ્ચે વચ્ચે તાવ આવી જતો. રાધુની અફીણ ખાવાની ટેવ ધીમે ધીમે ઓછી કરવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. પણ રાધુ તે માટે ઘણી જીદ લઈ બેસતી. એક વાર મા સવારમાં શાક સમારતા હતા. રાધુ અફીણ ખાવા માટે આવીને બેઠી હતી. મા સમજી ગયા અને રાધુને કહ્યું, "હવે બસ થયું રાધુ, તું ઊઠી જા. હવે તારું સહ્યું જતું નથી. તારે માટે મારા ધર્મ કર્મ ગયા, આટલું બધું થાથી લાગુ, બેસ?" માના આવા મૃદુ ઠપકાઓ સાંભળતા જ રાધુએ ચીડાઈને પાસેની ટોપલીમાંથી એક મોટું રીંગણું લઈને માની પીઠ ઉપર જોરથી ફેંકયું. તેનો અવાજ સાંભળીને અમે જઈને જોયું તો મા પીઠ નમાવીને બેસી

કાજની સાથે સાથે જો આ પ્રમાણે ના કરો તો શું કરો છો ને શું નહિ તેનો ખ્યાલ કેવી રીતે આવે ?"

મેં કહ્યું: "મા, કોઈ કોઈ વળી કહે છે કે કામકાજ કરવાથી કાંઈ વળશે નહિ, સર્વદા જપ, ધ્યાન કરી શકવાથી ઘણું થશે." માએ જણાવ્યું "એ બિચારા શું સમજે કે શું કરવું ને શું ન કરવું? થોડા દિવસ ધ્યાન, જપ કર્યાં એટલે શું પતી ગયું? મહામાયા જ્યાં સુધી માર્ગ મોકળો ના કરે ત્યાં સુધી બધાંય ફાંફાં છે. તે દિવસે જોયુ હતુ ને કે એક જણુ જપ, ધ્યાન વધારે પડતાં કરવા ગયો તો પરિણામે મગજ ગુમાવી બેઠો! અને મગજ બગડયું પછી રહ્યુ જ શું? સ્નૂના વળની બે બાજુ હોય છે. એક વળ બગડયો કે બસ આવી બન્યું, પાગલ જ બની જવાના! નહિ તો મહામાયાના ફંદામાં પડીને પોતાની જાતને બુદ્ધિમાન માને અને મનમાં વિચારે કે હું બરાબર છું. અને બીજી દિશામાં એક વળને જો બરાબર સખત કરવામાં આવે અને યોગ્ય રીતે બેસાડવામાં આવે તો શાંતિ અને આનંદ મળે! સર્વદા તેમનું સ્મરણ અને તેમનું મનન કરીને પ્રાર્થના કરવી કે 'પ્રભુ, સદ્દબુદ્ધિ આપો.' બધો વખત જપ ધ્યાન તે કેટલા કરી શકે? શરૂશરૂમાં કદાચ કરે, પરંતુ અંતે—ની માફક બેસીને નીચેની ગરમી માથે ચઢે (અહંકારી થાય). ધૂળરાખના વિચારોથી અનેક પ્રકારની અશાંતિ જન્મે છે. મનને સમમાં આણીને અળગું રાખ્યા વિના કાંઈ કરવું ઘણું સારું છે. મનને અળગું રાખ્યું કે ધમાલ મચવાની! મારા નરેન્દ્રે એ જોઈનેજ નિષ્કામ કર્મનો પ્રચાર કર્યો."

માએ વળી......ને વિષે વાત કાઢી: "જોયુંને, બેસી બેસીને તેનુ મન અશુદ્ધ બની ગયું છે! માત્ર તેના ચોખલિયાવેડા જ વધતા જાય છે. અને પાછો જણાવે છે કે અશાંતિ! આટઆટલી અશાંતિ શાં? આટઆટલું જોતાં સાંભળતાં છતાંય ચૈતન્ય પ્રગટયું નહિ!"

બીજે દિવસે દશ અગિયાર વાગ્યાને સુમારે મા સદર બારણાની ઓસરીમાં બેઠાં હતાં. અમે તે વખતે એકકના ઓરડામાં હતા. અકસ્માત કાલીમામા અને વરદમામાની વચ્ચે બોલાબોલી થઈ અને તત્તજ મારામારી ઉપર આવી જવાની તૈયારી ઉપર હતા. મા તરતજ તેમની પાસે ગયાં. જઈને એકને કહે કે 'તારો અન્યાય છે,' વળી બીજાને કહે કે 'તારો અન્યાય છે'. ખૂબ ચીડાઈ ગયાં હતાં. અમે પણ વચ્ચે પડયા એટલે મામલો ઓછો થઈ ગયો અને પછી બોલતા બોલતા બધા વીખરાઈ ગયા. મા પણ ક્રોધ સાથે ઘરમા ગયાં. બેસીને હસવા લાગ્યાં અને કહેવા લાગ્યાં: "કેવો મહામાયાનો ખેલ, જોયો! અનંત પૃથ્વી પડી છે, આ પણ પડયુ રહેશે! જીવ એટલું પણ સમજી શકતો નથી." મા એટલું બોલતાં બોલતાં અસ્થિર બનીને હસવા લાગ્યાં, હસવાનું કેમે કર્યું અટકે નહિ!

રાધુને સુવાવડમાંથી ઊઠયે છ માસ થયા હતા, પરંતુ શરીરની દુર્બળતાને લીધે ચાલી શકતી નહિ. માત્ર બેઠી બેઠી હરતી ફરતી. વળી તેની અફીણ ખાવાની ટેવ પણ વધી ગઈ હતી. માનું શરીર પણ હવે પહેલાંના જેવું રહેતું નહિ. વચ્ચે વચ્ચે તાવ આવી જતો. રાધુની અફીણ ખાવાની ટેવ ધીમે ધીમે ઓછી કરવાનો પ્રયત્ન કરી રહ્યાં હતાં. પણ રાધુ તે માટે ઘણી જીદ લઈ બેસતી. એક વાર મા સવારમાં શાક સમારતાં હતાં. રાધુ અફીણ ખાવા માટે આવીને બેઠી હતી. મા સમજી ગયાં અને રાધુને કહ્યું: "હવે બસ થયું રાધુ. જા ઊઠી જા. હવે તારું સહ્યુ જતું નથી. તારે માટે મારાં ધર્મકર્મ ગયાં. આટલું બધું કયાંથી લાવું, બેટા?" માનાં આવાં મૃદુ રોષવાકયો સાંભળતાં જ રાધુએ ચીડાઈને પાસેની ટોપલીમાંથી એક મોટું રીંગણુ લઈને માની પીઠ ઉપર જોરથી ફેંકયું. તેનો અવાજ સાંભળીને અમે જઇને જોયું તો મા પીઠ નમાવીને બેસી

ગયા હતા, પણ જે ઠેકાણે વાગ્યુ હતુ તે સ્થળ સૂજી ગયુ હતુ મા ઠાકુરને હાથ જોડીને પ્રાર્થના કરતા હતા "ઠાકુર, તેનો અપરાધ મનમા લાવશો નહિ, એ બીચારી અજ્ઞાન છે" પોતાના ચરણની રજ લઈને રાધુને માથે મૂકીને કહેવા લાગ્યા "રાધિ, આ શરીરને ઠાકુરે કોઈ દિવસ એક ઉચુ વેણુ સરખુ કહ્યુ નથી, અને તુ તેને આટઆટલુ કષ્ટ આપે છે? તને કાઇ ખબર છે કે મારુ સ્થાન ક્યા છે? તારે માટે જીવી રહી છુ એટલે તારે તેનો દિમાગ નથી?" રાધુ તરત રડી પડી

આ બનાવ બની ગયા પછી થોડે દિવસે રાધુની પાગલી માએ મનમાને મનમા પોતાના જમાઇ મન્મથને કોઇ સ્થાને શોધતા છતા નહિ મળવાથી નક્કી કર્યુ કે તે પાણીમા ડૂબી મર્યો છે પછી તેને તરંગમા આવ્યુ કે એ બધુ કરનાર મા છે તેથી માની પાસે આવીને પગે પડીને રડીને કહેવા લાગી "અરે ઓ ઠાકુરની દાસી, અહીં ઓ, મારો જમાઈ તો પુકુરમા ડૂબી ગયો છે, બાપરે! હવે મારુ શુ થશે, રે!" માએ તે સાભળીને અમને કહ્યું "જુઓ તો પાગલી શુ બોલે છે," અને પોતે પણ ગભરાઈ ગયા અમે તરતજ તપાસ કરવા જતા હતા એટલામા હ—એ આવીને કહ્યુ કે એ તો દુકાનમા પત્તા રમે છે અમે તરતજ તેને બોલાવી લાવ્યા પછી તે ગાડી ભાડતી ભાડતી ચાલી ગઇ

સાજે મા એક વાગ ગતના શાક સમારી રહ્યા હતા એકદમ નાની મામી આવીને બોલવા લાગી "તમેજ રાધુને અફીણ ખવરાવીને વશ કરી દીધી છે મારી લાડીલીને અને માગ લાડકવાયાને મારી પાસે પણ આવવા દેતા નથી" માએ કહ્યુ "લઈ જાને તારી લાડીલીને, એ પડી મે શુ તેને સતાડી રાખી છે?" આ પ્રમાણે બોલતા બોલતા તો મામીનું ગાડપણુ વધી ગયુ માને મારવાને માટે એક બળતુ લાકડુ લેવાને દોડી માએ તે વખતે મોગ

અવાજ કરીને કહ્યુ ' અરે ! તમે કોણ છો ? આ ગાડી તો મને મારી નાખશે !" મે દોડીને જોયુ તો તેણે માથા સુધી તો લાવી દીધુ હતુ મે તરત જ તેને દૂર ફેકી દીધુ, અને ગાડીને બારણા બહાર કાઢી મૂકી મા પણ ઉત્તેજિત થઈને બોલી ઊઠયા "પાગલી, શુ કરવા આવી હતી ' તારો એ હાથ ખરી પડશે " આટલુ બોલાઈ ગયુ કે તરત જ ઊભા થઈને મા તો કપવા લાગ્યા ગુરુની તરફ હાથ જોડીને કહેવા લાગ્યા "ઠાકુર, મે શુ કર્યુ ? હવે શુ થશે ? મે તો કોઈ દિવસ મારા મુખમાથી આવી વાણી કાઢી નથી અને એ પણ થયુ ! હવે શુ ? ' માની અપાર કરુણાનો ભાવ દેખીને અમે તો સ્તભિત થઈ ગયા !

કેટલાક મહિના પહેલા ફૅંગયોગનિવાસી શ્રી ન—થોડા દિવસની રજા લઈને કોવાલપાડામા માની પાસે રહેતા હતા, અને ગધુને માટ માને ઘણ ખર્ચ વેઠવુ પડે છે જોઈને તેમને પ્રતિ માસ ખૂબ મદદ કરતા જતી વેળા માને પોતે કહી ગયા હતા "મા, કાઈ પણ જ ર પડે કે તરત જ મને લખી જણાવજો." આજકાલ જયરામવાટીનુ ખર્ચ ઘણુ વધી પડયુ હતુ પૂ શરદ મહારાજે લખી જણાવ્યુ હતુ કે પૂરતા પસા મોકલવાની જરા વાર થાય છે તે પત્ર સાભળીને માએ કહ્યુ "મને લાગે છે કે શરદની પાસે હવે વધારે પસા નથી, નહિ તો તે કદાપિ આમ ના લખે ! ન—તે દિવસે જે જોઈએ તે મગાવવાનુ કહી ગયો, પણ તેની પાસ માગે પૈસા શી રીતે માગવા ' ગુરુ, તમારો શો આદેશ શુ છ પાસન નહિ ગી નાકુ ? રાધિ, તારે માટે બધુ જ ગુમાવવા બેઠી છુ

"ઠાકુર કહેતા હતા કે ' જો, કોઈની પાસે એક પૈસાની પણ માગણી કરવી નહિ તારે માટે ખાવાપહેરવાની સગવડ થઈ રહેશે એ- પૈસા માટે પણ કોઈની પાસે હાથ લબાવ્યો, તો ને "

પાસે માથું ગીરે મૂકાયું જાણવું ભક્તો તને ભલે ને પોતાના ઘરમાં આદરપૂર્વક રાખે, પરંતુ કામારપુકુરનું પોતાનું ઘર કદાપિ નષ્ટ કરતી નહિ.’ ”

મનમા નામે એક છોકરો માની પાસે આવ્યો હતો. તેની દીક્ષા લેવાની અને ભગવા પહેરવાની ઘણી પ્રબળ ઈચ્છા હતી. માએ પણ આનંદપૂર્વક તેમ કર્યું. મનમા પણ આનંદમાં આવી જઈને કાલીમાતાના બે કના કમરમા ગાન ગાવા લાગ્યો. માને તેથી ઘણો આનંદ થયો. માની પાસે તે વખતે રાધુ, માકુ, નલિની, મામીમાંના એકાદ અને બીજા ઘણા ભક્તજનો બેઠાં હતાં, તે સાંભળતા હતા. મામીઓમાંથી એકે કહ્યું “ઠાકુરજીએ તો બીચારાને સાધુ બનાવી દીધો.” માએ તેમાં ટાપસી પૂરી અને કહ્યું “એ તો, ઠાકુરનું તો કામ જ એ! આવા આવા સરસ છોકરાઓને સાધુડા બનાવી દે છે. બીચારાના માબાપે કેટલી કેટલી આશા! એ સઘળું ધૂળમાં રગદોળાઈ ગયું! હવે ભાઈ આ તો દક્ષિણેશ્વરમાં જઈને ભીખ માગી ખાશે, કે પછી યોગીની સેવા કરતાં મળમૂત્ર ચૂંથશે! વિવાહ કરવો એ પણ એક પ્રકારનો સંસારધર્મ ખરો કે નહિ? તમે જો સઘળાને આ પ્રમાણે સાધુ મુંડી દેશો, તો મહામાયા તમારા ઉપર ચીડાઈ જશે! સાધુ થવું હોય તો ભલેને પોતાની મેળે થાય, પણ એમાં તમે નિમિત્ત કેમ બનો છો, કઈમા?” માએ કહ્યું “માકુ, એ સદા દેવશિશુ છે, સંસારમાં ફૂલની માફક પવિત્ર થઈને રહેશે. એના કરતાં કયું સુખ મોટું છે, કહે જો? સંસારનાં બધાં સુખ તું નજરે તો જુએ છે. સ્વામીનું સુખ પણ જોયું. તને શરમ નથી આવતી કે વળી વળીને સ્વામીની પાસે દોડતી જાય છે? અત્યાર સુધી સાથે રહીને તેં શું જોયું? આટલું આકર્ષણ, આટલો પશુભાવ શા? તેમાં તને શું સુખ મળે છે? ફરીથી જો સ્વામીની પાસે જઈશ, તો કાદી મૂખશ શું તારા સ્વપ્નમાં પણ પવિત્ર ભાવની કલ્પના

કરી શકતી નથી? હજીયે શુ ભાઈબહેનની માફક રહી શકતી નથી? કેવળ પશુની માફક રહેવા ઇચ્છે છે? તમારી સસારી મગજગથી તો મારા હાડકા ગળી ગયા " બધા શરમના માર્યા માથુ નમાવીને સાભળી રહ્યા

પછી માએ કહ્યુ "ભગવાનને સ્મરે કે ના સ્મરે, પરતુ જે વિવાહ નથી કરતો તે તો અર્ધમુક્ત જ છે જે વખતે તેનુ મન ભગવાનમા ચોટશે, તે વખતે એકદમ તે આગળ વધી જશે જેમણે મહાપાપ કર્યા હશે, તેઓ જ વિવાહ કરીને સસારમા સ્થપાઈ રહે છે ભગવાન તરફ મન જાય છતાય તે તેને નામે ઊડી શકવાનો નહિ તેના હાથપગ બાધેલા હોય છે "

હમણા હમણા માને સહેજસાજ તાવ આવે છે શરીર બહુ દુર્બળ થઈ ગયુ છે પૂ શરત્ મહારાજ માને કલકત્તા લઈ જવાની ગોઠવણ કરી રહ્યા છે તે વખતે માની કલકત્તા જવાની વાત નીકળતા માએ કહ્યુ "શરત કલકત્તા ના હોય ત્યા સુધી મારે ના જવાની વાત જ નહિ કોની પાસે જાઉ? હુ ત્યા હોઉ ને ધારો શરત મને કહે કે મા, થોડા દિવસો માટે બીજે જઈ આવુ, તો હુ તરત જ કહુ કે, બાબા, થોડુ રોકાઈ જા, મારા ગયા પછી તુ જજે શરદ વિના મારી ઝઝટ કોણ ઉપાડી શકે? '

શિયાળાનો વખત હતો માનુ શરીર તદ્દન ખરાબ થઈ ગયુ હતુ પરતુ પહેલાની ટેવને લીધે સવારે ત્રણ વાગે ઊઠતા અને પ્રાત કાર્ય સમાપ્ત કરીને વળી પાછા આડા પડતા તે વખતે અમે તેમના ઓરડામા જઈને બારણુ બધ કરીને ચૂપચાપ બેસી રહેતા કોઈ કોઈ વાર મા વળી કહેતા "અત્યારે આ દેવતાનો મત્ર આ પ્રમાણે જપવો જોઈએ " થોડી વાર પછી વાત નીકળી કે ઉન્નાદ સાધુઓ અસ્વસ્થ થઈને ગૃહસ્થને ઘેર રહેતા માએ કહ્યુ "અસ્વસ્થ થયા એટલે શુ ગૃહસ્થને ઘેર પણ રહેવાનુ? મઠ તો છે, આશ્રમ

પણ છે સન્યાસી તો ત્યાગનો આદર્શ ગણાય કદાચ લાકડાની શ્રીમૂર્તિ પણ જો સ્નાનમા પડી હોય, તો સન્યાસી કદાપિ તેના સામી નજર સરખી ન કરે અને સન્યાસીની પાસે પૈસો હોવો એ પણ અત્યત ખરાબ પૈસો શા ન કરે? અરે, પ્રાણનો પણ સશય રહે પુરીમા એક સાધુ રહેતો, સમુદ્રને કિનારે તેની પાસે કેટલાક રૂપિયા હતા તે વાતની ગધ આવવાથી તેના બે ચેલા લોભને સમાલી શક્યા નહિ અને પરિણામે તે સાધુનું ખૂન કરીને રૂપિયા લઈને ચાલ્યા ગયા

એક વાર નવ દશ વાગ્યાના સુમાર મા બેઠા બેઠા તેલ માલીશ કરતા હતા તે વખતે એક જણે આવીને સાવરણી ગમે ત્યા ફેકી દીધી મા એ તે જોઇને કહ્યુ "એ શુ કરે છે, બચ્ચા? કામ પતી ગયુ એટલે તેના પર અશ્રદ્ધા થઈ ગઈ? જેટલી વાર તેને ફકી દેવામા થાય, તેટલી જ તેને ઠીક ઠેકાણે મ-નામા પણ થાત નાની વસ્તુ જાણીને શુ તેને તુચ્છભાવે જોવાની? જેને સાચવશો તેજ તમને સાચવશે હજી તો તેની જરૂર પડશે વળી આખી વિશ્વ-સૃષ્ટિનુ એ પણ અગ છે ને? તે દૃષ્ટિથી પણ તેનુ સમાન કરવુ ઘટે છે જેને જે પ્રમાણમા સમાન ઘટે, તેને તે પ્રમાણમા દેવુ જરૂરી છે સાવરણીને પણ સમાનપૂર્વક સાચવવી પડે નાનુ સરખુ કાર્ય પણ શ્રદ્ધા સાથે ભગવાનની સાધનાના અગ તરીકે કરવુ ઘટે છે'

એક વાર રાધુની પ્રિય એક બિલાડી બેઠી છે ના—દિદિ ઊઠીને તેના માથા ઉપર પગ મૂકીને તેને રમાડે છે મા તે જોઇને બોલી ઊઠયા "અરે બેગ, એ શુ કરે છે? માથુ તો ગુરુનું સ્થાન ગણાય, તેના પર તે પગ દેવાતો હશે? જા, નમસ્કાર કર"

સવારે કલકત્તાથી કેટલાક ભકતો આવ્યા હતા કપડાલત્તા ખૂબ ઠાઠમાઠવાળા પહેર્યા હતા માને માટે ઘણા ફળ લાવ્યા હતા. મા

સાંજે કહેતાં હતાં: "હું તો હવે બળી રહી છું. હવે સહેવાતું નથી. કોઈ કોઈ આવે છે, તેનાથી મારો સંસાર જાણે કે શાંતિપૂર્ણ બની જાય છે. કોણ જાણે ક્યાંથી શાકભાજી વગેરેની સગવડ મળી જાય છે. મારે કાંઈ ચિંતા પણ ન કરવી પડે. તેમના મુખની વાણીથી પ્રાણ પણ શાંત બની જાય. અને જુઓને, આજે સવારથી ધમાચકડી ચાલી છે. કેટલાં બધાં ફળ લઈ આવ્યો! અડધાંપડધાં તો કોહીને ખરાબ પણ થઇ ગયાં. એ બધાં ક્યાં નાખી દેવાં એ પણ સવાલ છે. એક બાજુથી આવાં આવાં કપડાં અને બીજી બાજુથી કહે છે કે ગામછો ભૂલી ગયા છીએ! હુ ક્યાંથી તેમને માટે ગામછા લઇ આવું?......ઠાકુર, તમારો સંસારપરિવાર તમેજ જુઓ. મારાથી તો હવે થઇ શકતું નથી. એક બાજુથી આ રાંધિ, અને બીજી બાજુથી આ બધું!"

ભક્તોમાંના કેટલાક સમજ્યા વગર માને કેવાં વ્યગ્ર કરી મૂકે છે તેના કેટલાક દૃષ્ટાંતો આપું.

મા જયરામવાટીમાં છે. શ્યામબજારમાંથી ફરીને આવીને જોયું તો મા એક સાદડી ઉપર સહેજ આડાં પડ્યાં છે. જતાંજ મને મા કહેવા લાગ્યાં: "તમે બધાં છો, પણ કામકાજ માટે બહાર પણ જવું પડે. આજે એક વૃદ્ધ માણસ આવ્યો. તેને દૂરથી જ જોઇને હું તો ઓરડામાં પેસી ગઈ. તેણે બહારથી પ્રણામ તો કર્યા, પરંતુ ચરણરજ લેવાને ઉત્સુક હતો. મેં ઘણી ના કહી, પણ કેમે કર્યો તેણે મને છોડી નહિ. પછી બળપૂર્વક તેણે ચરણરજ લીધી. ત્યારથી પગમાં ઘણીજ બળતરા થઈ રહી છે અને પેટમાં પણ પીડા થાય છે. ત્રણ ચાર વાર તો પગ ધોઈ નાખ્યા, મટતી નથી. તારા જેવા પાસે હોત તો ઇશારાથી સમજાવી શકાત."

એકવાર ઉદ્બોધનમાં મા પૂજા કરીને ઊઠયાં હતાં. તે વખતે એક ભક્ત કેટલાંક ફૂલ સાથે માને પ્રણામ કરવા ગયો. અપરિચિત

ભક્તને જોઈને માએ તો સર્વાંગે ચાદર ઓઢી લીધી અને પાટ ઉપર બે'ા. ભક્તે માના ચરણ આગળ ફૂલ મૂક્યા, પ્રણામ કર્યાં અને પછી સ્થિર થઈ જઈને ન્યાસ અને દીર્ઘ પ્રાણાયામ શરૂ કરી દીધા. તે વખતે બધા કામમા રોકાયેલા હતા, તેથી માની પાસે કોઈ નહોતુ બેસી બેસીને માનુ શરીર તો પરસેવાથી તરબોળ થઈ ગયુ ભક્ત પૂજા કરે છે એમ માનીને ગોલાપમા કામમાજ માટે બીજે ગયા હતા ઘણીવાર પછી પણ તેને ત્યા જ બેઠેલો જોઈને ગોલાપમા સમજી ગયા અને તેને ઊઠાડીને કહ્યુ "આ તે શુ લાકડાના દેવ છે, કે તેને ન્યાસ પ્રાણાયામ કરીને તારે જગાડવાના છે? અક્કલમક્કલ નથી? માને કેટલો પરસેવો વળી ગયો!

એકવાર એક ભક્તે આવીને માને પ્રણામ કરતી વખતે તેમના અગુઠા ઉપર જોર કરીને માથુ પછાડયુ માને પીડા થઈ અને 'ઉંહ્' કરીને ઊઠી ગયા પાસેના બધાએ પૂછ્યુ "આ શુ કર્યું, ભાઈ?" ત્યારે ભક્તે જવાબ દીધો "માના પગમા માથુ ઠોકીને પીડા દૂર કરી દીધી જેટલા દિવસ તેમને પીડા રહેશે, તેટના દિવસ મને યાદ કરશે"

પૂ શરદ મહારાજે કાશીથી કલકત્તા આવીને તરત જ માને તેડવા માટે એક માણસને મોકલ્યો મા તે વખતે જયરામવાટીમા હતા યથાસમયે સવારના પહોરમા બધાંને લઈને મા કલકત્તા જવાને રવાના થયા તે પહેલા બધાએ માને પ્રણામ કર્યા માએ પણ બધાને આશીર્વાદ આપ્યા તે દિવસે સંધ્યાકાળે ગધુ વગેરે ગાડામા બેસીને વિષ્ણુપુર તરફ ગયા રસ્તામા જે સ્થળે અમે એકવાર ગમ્યુ હતુ ત્યા માએ પાલખી ઊતારવાનુ કહ્યુ અને પાલખી ઉચકનારાઓને ત્યા ખવરાવ્યુ

આ પ્રમાણે ચાર માઈલનુ જગલ વટાવીને તૌંતિપુરમા પહોચીને જોયુ તો કેટલાક મજુર જેવા લોકો અડ્ડો જમાવીને બેઠા હતા મને થયુ કે આ સ્થાન જલદીથી છોડી જવાય તો સારુ પરતુ માએ તો

માની પાસે આવ્યા હતા રામનાથ દાએ માને પ્રણામ કરીને નીચે શરદ મહારાજની પાસ ગયા મા અને બીજા બધાના આગ્રહથી લક્ષ્મીદિદિએ કીર્તન ગાયા ત્યાર પછી વાતવાતમા શ્રીઠાકુરના જન્મસ્થાન, મદિર અને વિષયસપત્તિની વાત નીકળી

લક્ષ્મીદિદિ –" એમ હોય તો એ બધુ આપણી પાસે રહેવુ જોઇએ આપના (રામનાથના અને શિવુના) ઠાકોરજી પૂજા વગેરે કરશે, અને ત્યા રહેશે '

મા "એ કેવી રીતે બને ? એ તો ઘણા સાધુભક્ત કે એમને કાંઈ જાતનો વિચાર છે ? દેશદેશના લોક, સાહેબ, સુબા બધા ત્યા જાય, રહે ખાયપીવે આપણે તો બધા જ ભક્તો સરખા તુ તો રહી સસારી તારે સમાજ સાચવવાનો, છોકરાછોકરીઓના વિવાહ કરવાના તારે ઓછુ એમની સાથે બની શકે ! '

એકવાર જયરામવાટીમાથી પત્ર આવ્યો કે તે પ્રદેશમાથી એક લૂટારો પકડાયો છે સાભળીને માએ કહ્યુ "જોયુ તો ખરુ ! મને ખબર હતી કે તેની લૂટ પાડવાની પ્રવૃત્તિ ગઇ નથી બાબા, કેટકેટલી કાળજીથી હું તેનો આદર કરતી, જાણુસપત્ર દેતી ' તેથી મારે વશ રહેતો મારી પાસે તો જાણે માખી જેવો બની જતો છતાય, બેટા, દુર્જનને દૂરથી જ પ્રણામ કરવા "

માનું શરીર ધીરે ધીરે ખરાબ થતું આવ્યુ તાવ તો માત્ર બે અઢી ડીગ્રી સુધી ચડતો, પરતુ માના હાથપગમા તીવ્ર બળતરા થતી તેથી મા બોલ્યા કરતા "મને ગગાતીરે લઈ જાઓ, ત્યા ટાઢક વળશે " પૂ શરદ મહારાજ તો તે માટે પ્રયત્ન કરતા હતા, પણ ડાક્તરો તે અવસ્થામા માને હેરફેર કરવાની ચોખ્ખી ના પાડતા હતા

એકવાર માએ મને કહ્યુ "તુ રાધુ વગેરેને જયરામવાટી મૂકી આવ " અમે વિચાર્યું કે માનો પ્રાણ તો રાધુને વળગેલો છે, તેના

વગર એક મુહૂર્ત પણ રહી શકતાં નથી, તો આજે આવી અવસ્થામાં તેને જયરામવાટી મોકલવાનું કેમ કહેતાં હશે. આ શું ? મા ક્રમશઃ તેમનાં ઉપર એટલાં બધાં ચીડાઇ જતાં કે તેમની પાસે તે વખતે કોઈજ જઇ શકતું નહિ. પૂ. શરદ મહારાજે માને સમજાવ્યુંઃ "આપનું આવું શરીર જોઇને એમને જતાં ઘણું દુ:ખ થશે. ઠીક થઈ ગયા પછી તેમને મોકલી દઇશું." માએ કહ્યુંઃ "મોકલી દીધાં હોત તો ઠીક, બેટા. તો ભલે, મારી પાસે કોઈ આવે નહિ તે સંભાળજે. તેમનો પડછાયો સરખો જોવાની મારી ઈચ્છા નથી."

એક બપોરે રાધુ સૂઈ રહી હતી. તેનો નાનો છોકરો ઘૂંટણીયે માની પથારીની પાસે જઇને માની છાતી ઉપર ચડવા લાગ્યો. તેને જોઇને મા બોલવા લાગ્યાંઃ "તમારી માયા તો હવે છોડી દીધી, બેટા. જા, ચાલ્યો જા." પછી મને માએ બોલાવીને કહ્યુંઃ "આને અહીંથી લઇ જા. હવે તો બધું પતી ગયું, બેટા." હું તેને રાધુની પાસે મૂકી આવ્યો.

મા તે જ દિવસે સ્વધામમાં ચાલ્યાં ગયાં.

માની એક બે વાતો યાદ આવે છે. જયરામવાટીમાં એક વાર એક જણ નાનાં મામીને જરા ખરાબ વેણ કહેતો હતો. માએ કહ્યુંઃ "એ શું કરે છે ? મનુષ્યના મનને આઘાત લાગે તેવી વાણી બોલાતી હશે ? વાત સત્ય હોવા છતાં અપ્રિય ન હોવી જોઇએ. પરિણામે એવો જ સ્વભાવ થઇ જાય છે. માણસની આંખની શરમ ચાલી ગયા પછી મોઢું અટકતું નથી."

અંતવેળાએ માનું શરીર ઘણું દુર્બળ બની ગયેલું હોવાથી વધારે વાર પોતે બેસી શકતાં નહિ. પરંતુ હું જોતો કે પથારીમાં પણ તેઓ જપ કર્યા કરતાં. રાત્રે એકબે વાગે કદાચ તેમને બોલાવવામાં આવે તોય તરત જ જવાબ આપતાં અને જ્યારે પૂછીએ

કે "કેમ, ઊંઘ નથી આવતી, મા ?" ત્યારે કહેતાં "શું કરું, બાબા, બધા જ બાળકો મને વ્યાકુળ થઇને પકડે છે, મારી પાસેથી દીક્ષા લઈ જાય છે. પણ તેમાંનું કોઈ નિયમિત રીતે, અરે કાંઈ પણ, કરતુ નથી. અને મે જ્યારે તેમની જવાબદારી સ્વીકારી, ત્યારે મારે તો તેમને સંભાળવા જ રહ્યા ! તેથી આટઆટલા જપ કરુ છું, અને ઠાકુરને તે માટે પ્રાર્થના કરુ છુ. 'હે ઠાકુર, બધાને ચૈતન્ય દો, મુક્તિ દો. સંસારમાં ઘણાં કષ્ટ છે. બધા ફરીથી પાછા ના આવે તેમ કરો !'"

બોલતા બોલતા ધીરે રહીને બેસી જતા. પછી કહેતાઃ "આટલો આગ્રહ કરીને મંત્ર તો લઇ ગયો, પણ કેમ કાંઈ કરતો નથી ? ભારે વળી શું છે ? થોડો થોડો અભ્યાસ કરવાથી પરિણામે ઘણો આનંદ આવે છે. આહા, યોગેન અને અમે બધા વૃંદાવનમાં કેવી મઝા લૂટતા ! ભાન પણ રહેતુ નહિ !"

એક વાર માએ કહ્યું "આટઆટલા જપ કર્યા કહો, કે કામકાજ કર્યા કહો, પણ એ બધું કાંઈજ નથી. મહામાયા જ્યાં સુધી માગ ન મૂકે ત્યાં સુધી કોની તાકાત છે ? હે જીવ, શરણાગત થા, માત્ર શરણાગત થા ! ત્યારે જ તેઓ દયા કરીને માગ મૂકશે."

॥ इति चैतन्यमस्तु ॥